# ઘઢવી હાલો

## અદ્ભુત રસથી ભરપુર વાર્તા.


કર્તા

સ્વ. છોટાલાલ સુંદરલાલ રાજ[illegible]

અમદાવાદ.



છપાવી પ્રસિદ્ધ કરનાર

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે, બુકસેલર.

ત્રણ દરવાજા-અમદાવાદ.

આવૃત્તિ ૮ મી — [illegible] ૧૯૮૪

પ્રત ૧૦૦૦ — સને ૧૯૨૮

મુદ્રણસ્થાન: આદિત્ય મુદ્રણાલય રાયખડરોડ અમદાવાદ

મુદ્રક: ગજાનન વિ. પાઠક.


કિંમત રૂ. ૦-૮-૦

# ઘડવી હાલો.

## પ્રકરણ ૧ લું.

વિક્રમ સંવત ૧૩૫૧ ના સુમારમાં દિલ્હી ઉપર અલાઉદ્દીન પાદશાહની સત્તા ન હતી. તે વખતે, હિંદુસ્થાનમાં ઠેર ઠેર બળવા અને ફીતુર બહુ ચાલતું હતું. આર્ય પ્રજા કેવળ અજંપાના સપાટામાં કચ-રાતી હતી. દિવસ ભય વિના બીજું કંઇજ નજરે દેખાતું નહોતું ઘરમા સુખ છે કે કેમ એ તો સ્વપ્નમા પણ ભાસ થતો નહોતો, આજનો દીવસ કેવો જશે તેના માટે મોટો શક રહેતો હતો. રજપુત રાજાઓ હંમેશ બખેડામાંથી નિવૃત પામતા નહોતા.

આ વખતે ગીજનીના તુર્ક મુસલમાનો, ઘોર જાતના ગુલામ અને ખીલજી વંશના પઠાણ તથા મોગલ એ રીતે મધ્ય એશીયા પ્રદેશમાંથી ત્રણ ટોળાં ભરતખંડના ઉત્તર વિભાગમાં આવી વસેલા હતા તેથી તેમનું બળ વિશેષ હતું, તેઓ હીંદુ વર્ગના માણસોને બકરી સમાન ગણીને તેમને નાહક હેરાન કરતા હતા, તેમના તરફથી જે કાંઇ વિપત્તિ પડતી હતી તેની ફરીયાદ કોઇ સાંભળતું નહોતું તેથી હીંદ પ્રજાને ન્યાય મળતો જ નહોતો. તેથી સઘળી જગાએ અજંપો, કંપ ને ભય વ્યાપી રહ્યાં હતાં.

તો પણ ઉદયપુરના રાણા સુર્યવંશી તેઓને વશ થયા નહોતા. આર્યધર્મનું રક્ષણ કરવાવાળા શુરા ક્ષત્રી રાજાઓમાં પોતાનું ધર્મરક્ષણ

કરાવાને આગળ પડતા હતા, તેઓ તેમની સાથે સંગ્રામ કરવામાં કાયર થતા નહોતા તેઓ એ વખતે ડુંગરી પ્રદેશ ભટકીને પણ ટેક સાચવતા હતા. શત્રુઓને તુચ્છ ગણીને તલવાર લઇને લડતા હતા. તેઓ મરતા સુધી પોતાનો ટેક છોડતા નહોતા.

આ સમયમાં આ સૂર્ય ભૂમિ ઉપરની પ્રજા અસ્તવ્યસ્ત સ્થિતિમાં છતાં પણ કેટલાક સ્વતંત્ર રાજ્ય હતાં તે પૈકી મધ્યહિંદુસ્તાનમાં આડા પડેલા બે પર્વતો અમરકંટક અને વિંધ્યાદ્રિ નામે છે અને છેક પશ્ચીમ દીશા તરફથી દુર દુર કડકા લાગુ થઇ ઉત્તરથી તે છેક દક્ષીણ પ્રદેશ સુધી અર્થાત કોંકણપટીને લગતો સિહાદ્રી પર્વત આવી રહેલો છે તે ત્રણની સંધિયોગમાં અમરકંટક પર્વતના રમ્ય પ્રદેશમાં વિલાસપુર નામનું નગર હતું તે નગરના તાબામાં ઘણાં ગામ તથા જમીન હતી, તે નગરના ઉત્તર ભાગમાં અમરકંટક નામનો પર્વત આકાશ સાથે વાર્તાલાપ કરતો હોય તેવો દીપતો હતો જેના ઉપર અનેક પ્રકારના વૃક્ષ તથા વેલીકાઓ અને ભયંકર ગુફાઓ દેખાતી હતી. તે અમરકંટકને વેંધીને જેમાં નર્મદા નીકળેલી કેવળ આનંદ આપનારી જોવામાં આવે છે, તેનો પ્રતિઘાત ગંભીર અને સ્નાન કરવાથી શરીરને શાંત કરે તેવો છે, તે પર્વતના બે ભાગ પાડીને તેમાં દેખાતી વીસ્તીર્ણ અને અત્યંત ઉંડી નદી જાણે પાતાળ ભેદીને નીકળી હોય તેવી દેખાય છે. તેના બન્ને કીનારા ઉપર પર્વતની ખીણમાં અનેક પ્રકારનાં વૃક્ષ જુથ્થ થઇ રહેલાં જોવામાં આવે છે. તેમાં અનેક પ્રકારનાં પક્ષીયોનો કોલાહલ તથા સિંહની ગર્જના વખતોવખત સંભળાય છે. તે પર્વતના નિચાણ પ્રદેશમાં વન ઉપવન ઇત્યાદિક મનોહર દેખાવ આપે છે. આવા ઉત્તમ પ્રદેશમાં વિલાસપુર કેવળ આરોગ્યતા રૂપી યૌવનનો વિલાસ બક્ષનાર હતું. તેમાં રહેનાર રજપુતો

કેવળ શુરવીર હતા. તે વખતે પરમારવંશનો અમરસિંહ રજપુત રાજ્ય કરતો હતો તેને માત્ર એકજ પુત્ર પૃથુ નામનો હતો. તેણે કોઈ વિદ્વાન બ્રાહ્મણને સોંપીને ઉત્તમ જ્ઞાન મેળવ્યું હતું. તે પૃથુ રાજપુત્ર કાવ્ય અને સાહિત્યમાં ઘણો માહીતગાર થયો હતો.

અશ્વ ઉપર બેસીને યુદ્ધ કરવાની રીત તે ઉત્તમ પ્રકારે જાણતો હતો. પટા, પેચ, દાવ વીગેરેની માહીતી ઉત્તમ મેળવી હતી. કમાનમાં તીરનું સંધાન કરીને નિશાન ઉડાવવાનું સર્વથી સરસ જ્ઞાન મળ્યું હતું. બાહુબળ એટલું બધું હતું કે તલવારના એકજ ઝટકાથી મજબુત પાડાની કાંધ જુદી પાડતો હતો. તેણે ચાલવાનો રીવાજ ઉત્તમ રાખ્યો હતો. ઝડપથી દોટ મુકવી અને શીખર ઉપર ચઢી જવાની રચના ઉત્તમ જાણી હતી. અમરકંટકનાં ગહન વનમાં તથા પર્વતના ભયંકર સાથામ ઉંડાણમાં મૃગયા માટે ફરતો હતો. ઘણી વખત તેણે ગુફામાં પેઠેલા વાઘને છંછેડી બહાર કાઢીને પોતે એકલો તેની સાથે યુદ્ધ કરી તેનો પરાજય કરતો હતો. તે શિકાર માટે નિડર રહેતો હતો તે સાહસ કાર્ય કરવામાં ઉતાવળો હતો. કેવળ દયાળુ અને પરોપકાર કરવામાં આગળ પડતો હતો. રજપુતોના ધર્મ અડગ રાખવાને તેને પુરો અભી- માન હતો. તે કવી પંડિત અને વિદ્વાન બ્રાહ્મણને બહુ માન આપતો હતો. તે વિદ્વાનની કદર કરતો હતો. તે કેવળ ઉદાર હતો. આ જગતમાં જન્મ લઈને આપણું કર્ત્તવ્ય શું છે, તે પુરેપુરૂં જાણતો હતો. તેનામાં સત્યતાએ નિવાસ કર્યો હતો તે દુર્જન અને દુષ્ટ પુરૂષોનો સંગ કરતો નહોતો. કેવળ શુર અને સત્યવક્તા ઉપર વધારે પ્રીતિ રાખતો હતો. તે સ્વચ્છંદાનુસાર સ્વતંત્ર વૃત્તિને પસંદ કરનારો હતો. નિરંતર મસ્ત હાલતમાં રહેવાને તેને મુળથીજ સ્વભાવ થતો. આ પ્રકારે ગુણ ભુષણથી શોભા પામેલો રાજપુત્ર પૃથુસિંહ એ રાજ્યમાં વખાણાતો હતો. એવા

ઉત્તમ પ્રકારના વિલાસ નગરમાં રાજ્યનો દસુંદી ધઢવી હાલો નામનો રહેતો હતો. તે કેવળ નિરક્ષણુ હતો. તેની ઉંમર સુમારે ૬૦ વરસની થઇ હતી. યુવાવસ્થામાંથી અમલ કસુંબો લેવાની ટેવ પડવાથી તેને ખરો અફીણ વળગ્યું હતું તેથી તે કેવળ અફીણથી ખવાઇ ગએલ સુકાયલા મડદા જેવો થઇ ગયો હતો. તેની યુવાવસ્થામાં પરણેત સ્ત્રી ગુજરી ગઈ હતી તેથી તેણે ચોવીસ વરસની ઉમરની વયે બીજી સ્ત્રી કરી હતી તેની સાથે સંસારના સુખનો લ્હાવો લેતા લેતામાં તે બીજી સ્ત્રી પણ ગુજરી ગઇ. તે સમયે આ હાલા ધઢવીની ઉમર પચાસ વરસની થઈ હતી. તેણે વિચાર કર્યો કે હવે મહારી વૃદ્ધાવસ્થા થશે તે વખતે મારી ચાકરી કોણ કરશે! એમ વીચાર કરીને ત્રીજીવારની કન્યા પરણ્યો; તે કન્યા સ્વરૂપમાં કેવળ રંભા હતી. જ્યારે આ કન્યા સાથે ગઢવીએ લગ્ન કર્યું તે વખત ઉંમર પંદર વરસની હતી. અત્યારે આ વખતે ધઢવીની ૬૦ વરસની ઉમર થઇ છે. ત્યારે ત્રીજી સ્ત્રીની ઉમર પચીશ વરસની થઇ છે. જોકે આ ધ્રઢવીની સ્ત્રી યુવાન છે તોપણ તેનામાં જે ગુણ હતા તેવા ગુણ બીજી કોઇ સ્ત્રીઓમાં ભાગ્યે હશે. તેનું નામ મેના હતું, તેના પીતાએ કાવ્યશાસ્ત્ર અને સાહિત્ય સારૂં શીખવ્યું હતું. તે કવિતા કરતી હતી. જ્યારે તે સંગીત કરતી અને હાથમા વીણાના તંતુ વાદ્ય ઉપર આંગળી ફેરવીને પોતાનો સુર એકાગ્ર કરતી અને ગાતી તે વખતે તે કેવળ સરસ્વતી જેવી દેખાતી હતી. તે પતિવ્રતા હતી. તેનામાં કુદરતી મોહક ક્રિયા મંડન થયેલી હતી. તેનું લાવણ્ય રાજપુત્રોના અંતઃકરણને ભેદી નાંખે તેવું હતું તે જ્યારે સ્મિત હાસ્યથી સ્હેજ જોતી હતી તે વખતે વિકારવાળા પુરૂષો તેવું જોઈને પોતાનું ધનભાગ્ય માનતા હતા પણ તેનું સ્મિત હાસ્ય નિર્વિકાર હતું. જો કે તેનામાં વ્યભિચાર હાવભાવ નહોતો તો

પણ સ્ત્રી જાતી સ્વભાવથી જે હાવભાવ તેનામાં કુદરતિ સ્થાઇ ભા-
વથી રહેલા હતા. તે હાવભાવ રસિક લોકોને વિકાર ઉત્પન્ન કરાવતા
હતા. યદ્યપિ તે પોતે પોતાની પવિત્રતા ઉત્તમ રીતે જાળવી રહી હતી.
આ પ્રમાણે પુખ્ત યુવાવસ્થાને પહોંચેલી મેના પોતાના પતિની પર-
મેશ્વર તુલ્ય સેવા કરતી હતી પણ હાલો ઘઢવી કેવળ અશક્ત હતો.
હાલા ઘઢવીનો પીતા હતો તેનું નામ વીલાસનગરના રાજા પાસે ઉત્તમ
પ્રકારનું હતું કેમકે તે વિદ્વાન હતો. તેણે પોતાની વિદ્યાના બળથી
રાજ્ય આશ્રય નીચે ઘર ખેતર અને ઉપજીવીકા પેદા કરી હતી. તે
મરણ પામ્યો ત્યાર પછી હાલો કેવળ અભણ આળસુ શરમિંદો અને
નિરક્ષર હોવાથી તે રાજાના પાસે જતોજ નહોતો. તે અફીણમાં ખવાઇ
ગયેલો શુશ્ક થયો હતો. તેના ગાત્રમાં કેવળ અન્તર માળ ( હાડ પીંજર)
દેખાતું હતું, પોતે વૃદ્ધ થયો ત્યાં સુધી અફીણ ઉપર તેને દુધ ઘીઇ
વીગેરેનો ખોરાક ખાવાનો ચાળો વધેલો હતો તે ખર્ચ હદથી ઉપરાંત
થઇ ગયું તેથી તેણે પોતાની યુવાસ્થામાંજ જમીન જાગીર વેચી
નાખી હતી ફક્ત ઘર રહ્યું હતું. તે ઘર પણ વેચવાની તેની મરજી
હતી પણ મેના જેવી ચતુર અને બુદ્ધિમાન પવિત્ર સ્ત્રીના શિક્ષણથી તે
ઘર વેચાયું નહોતું. મેનાએ પોતાના પતિની પાલના કરવામાં તથા
તેની બરાબર બરદાસી રહેવાના બંદોબસ્તમાં પોતાના તમામ દાગીના
વેચી નાખ્યા હતા. હવે વૃદ્ધાવસ્થામાં પૈસાની તંગી થવા લાગી.
તેણીએ એક ગાહો બનાવ્યો. જે ગાહામાં ચાર ચરણનો સમાસ હતો
એવું એક કવિત બનાવીને પોતાના સ્વામી પાસે તેના તુટેલા માંચા
નજીક આવીને બેઠી, અને કહેવા લાગી કે પ્રિય સ્વામીજી ! આજ તો
મ્હારૂં હૃદય બહુ ખીન્ન થાય છે.

**ઘઢવી**—( ઝોકાં મારતો મારતો હોકાની નેહ પોતાના મોઢામાં

રાખેલી જરાક ખસી ગએલી હતી છતાં અવાજ સાંભળીને ઉંચું જોઇને ) શા માટે અફસોસ કરો છો !

**મેનાં**—હવે તો ઘરમાં કંઇજ નથી. મારા દાગીના પણ વેચી નાંખ્યા છે. તમારી વડીલોપાર્જીત મિલકત પણ રહી નથી. આપણો હવે નિભાવ કેવી રીતે થશે ?

**ઘઢવી**—કેફથી ભારે થયેલી રક્તવર્ણિ અને ભુખરી ઉપર પોપચાં ઢાળીને બોલ્યો કે–હું કહેતોજ હતો કે આપણું ઘર વેચીએ પણ તમે માનતાં નથી ત્યારે હું શું કરૂં !

**મેનાં**—( જરા નજીક આવીને ) જ્યારે ઘર વેચીએ ત્યારે આપણે વિશ્રામ ક્યાં ? હવે તો એક આનાના પૈસા પણ પાસે નથી; ધીરે ધીરે ઘર વેચ્યાનાં નાણાં વપરાશે ત્યાર પછી શું કરશો ! ક્યાં રહેશો.

**ઘઢવી**—બોલતો બંધ થયો. જાણે ચિંતાની સમાધીમાં લીન થયો હોય તેવો બંધ થઇ ગયો. પછી કંઈ પણ ઉત્તર આપ્યો નહી ને લાંબો થઇને હરે રામ રામ તને ગમે તે ખરૂં, એમ કહીને સુતો ( આ પ્રમાણે જોઇને )

**મેનાં**—( ઘઢવી પ્રત્યે ) તમે સુતા શા માટે, હું તમને કહું તે પ્રમાણે જો તમે કરો તો આપણું દારિદ્ર દુર થશે.

**ઘઢવી**—( એવું સાંભળી તુરત બેઠો થયો ) શું કરવું કહો જોઈએ !

**મેનાં**—( કાગળ હાથમાં લઇને ) જુવો ! આ કાગળમાં મ્હેં એક ગાહો બનાવ્યો છે તે તમે મુખપાઠ કરો અને આ કાગળ

તમારી પાસે રાખો, જ્યારે મુખપાઠ થઇ જાય ત્યારે તમે આપણા અન્નદાતા હજુર સાહેબ શ્રી અમરસીંહજી છે તેમની પાસે લઇ જાઓ. તમે રાજ્યના દસુંદી છો. તમે ત્રીસ પાંત્રીસ વરસથી બિલકુલ દરબારમાં ગયા જ નથી. જો તમે વરસમાં બેવાર જતા હોત તો સાલગીરીનું ઇનામ તથા બેસતા વરસનું ઇનામ દરવરસે મેળવી શકો યદ્યપિ તમે કેવળ જવું છોડી દીધું. તમારી ગેરહાજરીમાં બીજા પરદેશી કવિઓ આવીને પોતાની વિદ્વતા બતાવી તેમના નશીબનું જે હોય તે લઇ જાય છે. તમે આ રાજ્યના જુના દસુંદી છો તેથી બીજો કોઇ દસુંદી હક્ક પ્રાપ્ત કરીને રહી શકે તેમ નથી તો પણ અત્યારે જે નિર્ધન સ્થિતિ આપણી થઇ છે તે માત્ર તમો ત્યાં ગયા નહી એજ કારણ છે, માટે આ ગાહો મુખપાઠ કરીને તમે જાઓ અને સંભળાવો.

**ઘઢવી**—( માથું હલાવીને ) એ તો મારૂ બેટુ કઠણ કામ, હું તે ત્યાં જઇને શું બોલું અને શું કહું, હાલનો રાજા ભારે કરપણ છે. આલી આલીને શું ચાલશે ? આ ગાહો બોલીને પછે મારે અયમ કરવું.

**મેનાં**—આ ગાહો રાજાનાં દર્શન કરી તેમને તસલીમ કરીને સભામાં બોલાવો અને પછી ફરીથી તસલીમ કરીને કહેવું કે આ ગાહો આપ ખરીદ કરો જ્યારે તે એમ પુછે કે તે ગાહાની કીંમત શી ઠરાવી ને ! ત્યારે એટલું બોલવું કે સવાલાખ રૂપીયામાંથી એક પાઇ પણ કમી લેવાની નથી.

**ઘઢવી**—સારૂ ઠીક હું તો તમારા કહેવા પ્રમાણે કરીશ, અને જો તે ખરીદ ન કરે તો કેમ કરવું.

**મેનાં**—બેધડક પાછા આવજો પણ સવાલાખથી ઓછી કીંમત લેવાની નથી.

**ઘઢવી**—ઠીક છે, ત્યારે આ ગાહા વાંચી બનાવીને મને મોઢે કરાવો ત્યારે એ કામ થાય.

**મેનાં**—( કાગળ હાથમાં લઇને ) સાંભળો

## ગાહા-ચોપાઇ.

**એકલડા માં જાસો પંથ, સેજ સંભાળી સુજો કંથ;**
**જાગતા નર ગંજે નહી કોય, કાળ મારે સો કીમીયો હોય.**

એ પ્રમાણે વાંચીને પછી ગઢવી પ્રત્યે મેના બોલી, પ્રાણુનાથ ! આ ગાહા છે અથવા ચોપાઈ કહો તો પણ ચાલે. આ ચોપાઇ મુખપાઠ થવાને વાર લાગે તેવી નથી. અર્થમાં બહુ સરલ અને સમજ પડે તેવી છે, માટે કેમ તમને યાદ રહેશે કે નહી ?

**ઘઢવી**—( માથું હલાવીને ) સાંભળતાં તો જાણે મોઢે ચડે તેવું જ લાગે છે. બે લીટીઓ અત્યારે જ મોંઢે ચઢી ગઈ, જુવો કહી સંભળાવું.

એકલડા મોં જાશો પંથ, સેજ સંભાળી સુજો કંથ;

કેમ મારે મોઢે ચડયું કે નહી.

**મેનાં**—હા પ્રાણુનાથ ત્યારે તો હવે ઝાઝું રહ્યું નથી. જુવો,

જાગતા નર ગંજે નહી કોય, કાળ મારે સો કીમીયો હોય.

**ઘઢવી**—ઠીક ઠીક, હવે તો તે ચોપાઇ મારે મોઢે ચઢી ગઇ પણ જયારે અફીણની લ્હેર બરોબર ચઢશે ત્યારે એ ચોપાઇ કહેવાની

મારામાં રમુજની સાથે તાકાત આવશે, એમ કહીને પોતાની સ્ત્રીના સન્મુખ જોઇને હસવા લાગ્યા, થોડુક હસીને ફરીથી બોલ્યા કે હું આવતી કાલે સૂર્ય ઉદય પછી આ ગાહો લઇ જઇશ અને બોલીશ ત્યાં સુધી આજ આખો દિવસ હું વારંવાર યાદ કરીને બોલતી વખતે હરકત પડે નહી એવી રીતે હું કરી નાખીશ; એમ કહીને ધરતી લાંબો થઇને સુઇ રહ્યો. પવિત્ર મેનાં પોતાના ઘરના કામે વળગી.

## પ્રકરણ ૨ જું.

### વીલાસનગરની રાજસભા.

અમરસિંહ દરરોજ રાત્રીની પાછલી ચાર ઘડી રહે તે વખતે ઉઠીને શંકરની પુજનમાં રોકાતો હતો. જ્યારે સૂર્ય ઉદય થાય ત્યારે તે પોતાનું પુજન તથા ધ્યાન વીગેરેનું કામ અટોપીને નર્મદા નદીના ઉત્તમ તટ ઉપર ડુંગરી પ્રદેશમાં ફરવા નીકળતો હતો. તે માત્ર ચાર ઘટિકા ફરીને પોતાના રાજ્ય મેહેલમાં પ્રવેશ કરી. રાજ્ય ચિન્હ અલંકાર ધારણ કરી, સજ્જન પુરૂષોના સભામાં પ્રવેશ કરતો હતો. તે વખતે સભામાં પુરોહિત, મંત્રી, સેનાપતી, અને વીલાસ નગરના શાણા શેઠ શાહુકાર વીગેરે ભુપતીના આવવાની અગાઉ હાજર રહેતા હતા. જ્યારે અમરસિંહ તે સભામાં પ્રવેશ કરતો હતો તે વખતે તમામ માણસો પોતપોતાની યોગ્યતા પ્રમાણે બેસી જતા હતા, તે પ્રમાણે આ પ્રસંગે અમરસિંહ મંત્રી તરફ દ્રષ્ટિ કરીને પ્રશ્ન કરવા લાગ્યા કે—હાલ નવા જુની સમાચાર સાંભળવામાં આવે છે કે?

**મંત્રી**—(હાથ જોડી) ગરીબ પરવર, આપનું કંઇ અજાણ્યું નથી, તો પણ વિશેષ હું જાણું છું કે અલાઉદીન વીંધ્યાચળથી દક્ષીણ પ્રદેશમાં દેવગીરી ઉપર હલ્લો કરીને કેટલુંક ધન લુંટીને ચાલ્યો ગયો છે. તેના ગયા પછી નવિન હકીકત એવી સંભળાય છે કે અલાઉદીનનો કાકો જલાલુદીન દીલ્હીમાં બાદશાહી કરતા હતા. તેઓ અલાઉદીનનું પરાક્રમ જોઇ ખુશી થયા, તથા તે દક્ષિણ પ્રદેશ ઉપર હલ્લો કરીને કરા પ્રાંતમાં પોતાના હોદા ઉપર હાજર થયો છે, અર્થાત્ આરોગ્ય સ્થિતિમાં નિર્વિઘ્ને આવી પહોંચ્યો, એમ જાણી તે જલાલુદીન કરા તરફ અલ્લાઉદીનને મળવાને માટે ગયા તે વખતે પોતાના કાકાને દગો કરી મારી નંખાવ્યો,–પછી તે દીલ્હી તરફ બાદશાહની સત્તા મેળવીને બેઠો છે,–સેન્યાપતિને ભારે ઇનામ આ- પીને શાંત કર્યો છે; હવે તે ફરીથી વીંધ્યાચળથી દક્ષિણ પ્રદેશમાં આવશે એવો સંભવ છે.

**અમરસિંહ**— આપણે સાવચેત રહેવું જોઇએ.

**મંત્રી**—ગરીબપરવર–નર્મદા જેવી ગહન અને ગંભીર તથા ઉંડી ગયેલી નદી વહન કરે છે તે આ નગરનું રક્ષણ કરનાર જળ દુર્ગ રૂપે છે. અમરકંટક જેવો ગાઢો અને વિકટ પર્વત કે જે મજબુત કિલ્લારૂપી છે, અને આપની સમશેર રૂપી ભયાનક શક્તિ આ નગરનું રક્ષણ કરનાર છે. આપણો ધર્મ તથા આપણો ટેક શંકર જાળવનાર છે.

**અમરસિંહ**—યશ આપવો શંકરના હાથમાં છે, પણ જુવો આ પત્ર હમણાં મને મળ્યો છે, જેમાં રણથંભોરના રાજાનું લખવું કેવું છે!

**મંત્રી**—[ પત્ર વાંચીને ] ગરીબ પરવર; હીંમત એજ રજપુતનું ભૂષણ છે, અને તલવાર એજ રજપુતનું પરાક્રમ છે. શૌર્ય એજ ધર્મનું રક્ષણ છે, અત્યાર સુધી મુસલમાનોના કાફલા જાહોજલાલી હદ ઉપરાંત થઈ ગઇ છે અને થવાનો સંભવ જારી છે તો પણ આ ત્રણ વિષયો રજપુત બહારમાંથી જ્યાં સુધી ખસ્યા નથી ત્યાં સુધી જય છે.

**પુરોહિત**—અરે મને તો એટલો બધો ભય છે કે, અલાઉદીન વગર વિચારે સાહસ કામ કરીને ખુન કરે છે તે યોગ્ય નથી. જ્યારે રાજા અનીતિએ ચઢે ત્યારે તેનું લશ્કર નીતિવાળું કયાંથી હોય વિષ્ણુશર્માએ કહ્યું છે કે:—

राज्ञि धर्मीणि धर्मिष्टः पापे पापाः समे समा
राजा न मनु वर्तते यथा राजा तथा प्रजा.

રાજા સદાચરણી હોય તો પ્રજા સદાચરણવાળી હોય, પાપી હોય તો પાપ કરનારી હોય, પાપ પુન્ય બન્નેમાં સમ હોય તો સમાન થાય છે. કેમકે પ્રજા રાજાનેજ અનુસરે છે. માટે જેવો રાજા તેવી પ્રજા.

આ પ્રમાણે સભામાં વાત થાય છે એટલામાં હાસો ધઢવી સભામાં પ્રવેશ કરે છે, તુરત અમરસિંહ રાજાની સમીપ ઉભો રહી આશીર્વાદ કહીને, મુગે મોઢે બંધ થયો.

**અમરસિંહ**—ધઢવીના સન્મુખ દ્રષ્ટિ કરીને તમે કયાંથી આવો છો! શું કંઇ ખબર લાવ્યા છો?

**ધઢવી**—નાજી હું તો આપનો દસુંદી–ધઢવી છું.

**અમરસિંહ**—શું તમે અમારા દસુંદી છો? ત્યારે તમે શું પરદેશ ગયા હતા! અહીંયાં રહેતા નથી!

**ઘઢવી**—નારે બાપજી? હું તો ક્યાંયે ગયો નથી. અહીંયાનો અહીંયાંજ છું.

**અમરસિંહ**—ત્યારે હું તમને બીલકુલ કેમ જોતો નથી.

**મંત્રી**—(વચમાં) ગરીબ પરવર! આ ગઢવીને મ્હેં ઓળખ્યો. આપણા મુખ્ય દસુંદી હેમા ગઢવીનો આ પુત્ર થાય. તે ગઢવી ગુજરી ગયે ત્રીસ વરસ થયાં હશે તે વખતે આપની ઉમર વીસ વરસની હતી.

**અમરસિંહ**—હા હા એ વાત ખરી છે. હેમા ઘઢવીને મ્હેં સારી રીતે જોયો છે. ને જ્યારે મર્ણ પામ્યો ત્યારે તેની મર્ણક્રિયા ઉપર આ રાજ્યના વહીવટ પ્રમાણે કંઇ રકમ મોકલી હતી. ત્યારે શું? આ ઘઢવી હેમા ઘઢવીનો પુત્ર કે? ઠીક ઠીક. પણ હેમા ઘઢ-વીના મર્ણ પછી આ ઘઢવી તો બીલકુલ દેખાયાજ નથી.

**મંત્રી**—હેગો ઘઢવી વિદ્વાન હતો. તેણે એક બે ગ્રંથો રચ્યા છે.

**અમરસિંહ**—( ઘઢવી સામુ જોઇને ) ત્યારે તમે કંઇ બનાવ્યું છે કે?

**હાલો ઘઢવી**—( રાજા પ્રત્યે ) અન્નદાતાર, હું તો કંઇ ભ-ણ્યોજ નથી. હવે મારી ઉમ્મર પાકી થઇ ગઇ ને ઘરડો થયો છું. પાકી કોઠીયે કાનાં ચડે નહી.

**અમર**—તો પણ વાંચતાં લખતાં તો આવડતું હશે. કદાપી તમે કાવ્ય કે સાહીત્ય જોયું નહી હોય પણ સાધારણ વાંચન જાણો છો કે નહી.

**હાલો**—અરે રામ રામ કરો, કક્કો પણ ભણ્યો નથી.

**અમર**—( અફસોસ થઇને ) ત્યારે શું અમારા દશુંદીના કુળમાંથી કાવ્ય કળાનો અંત આવી રહ્યો ?

**હાલો**—ના અન્નદાતાર, હું નથી ભણ્યો. મારા ઘરની બરી કાવ્યશાસ્ત્રમા નીપુણ છે. તેમણે એક ચોપાઇ બનાવી છે. તે ચોપાઇ આપના દરબારમાં તેની કીંમત કરીને ખરીદવાને મોકલી છે તે આ કાગળમાં મારી પાસે છે. આપુને સંભળાવવા લાગ્યો છું.

**અમર**—એમ છે કે ! ત્યારે કહો જોઇએ.

હાલો હાથમાંનો કાગળ રાજાના હાથમાં આપે છે. પછી પોતે બોલે છે:—

> એકલડા મા જાશો પંથ; શેજ સંભાળી સુજે કંથ;
> જાગતા નર ગંજે નહી કોઇ, કાળ મારે સો કીમીયો હોય.

**અમર**—તમારા ઘરમાં સ્ત્રી ચતુર છે. મને ઘણો સંતોષ થાય છે કે એવી વિચક્ષણ સ્ત્રીથી તમને સુખ સારૂ છે; આ ચોપાઇની કીંમત તમારી સ્ત્રીએ કેટલી ઠરાવી છે ?

**હાલો**—સવા લાખ રૂપીયા.

**અમર**—એટલી બધી કીંમત હોય નહી. ભરતખંડમાં પૂર્વે નામાંકીત રાજા ભોજ તથા વિક્રમ હતા તે એક શ્લોકની કીંમત સવાલાખ આપતા હતા; ત્યાર પછી તેટલી કીંમત હર વખતે અપાઇ નથી, પણ તમારી સ્ત્રીએ કવિતા કરી તેની કદર કરવામાં આવશે એટલા માટે તમને પોશાક તથા બસેં ત્રણસેં રૂપીયા આપવામાં આવશે.

**હાલો**—( માથું હલાવીને ) એ વાત બનવાની નથી. તેમણે કહ્યું છે કે સવા લાખમાંથી એક પાઈ પણ ઓછી લેવી નહીં. આ ચોપાઇના ગ્રાહક દરબાર ન થાય તો તે પાછું લઈ આવવાને મને કહ્યું છે.

**અમર**—એવી હઠ કામમાં આવતી નથી, ભલે કદાપી તમે પાછું લઇ જશો. તો પણ હદ ઉપરાંત કીંમત આપી શકાય નહી. ( એમ કહીને કાગળ પાછો ફેંક્યો. )

**હાલો**—( તુરત ઉપાડીને રોશભેર પાછો ગાળવા માંડ્યો. )

**અમરસિંહ**—ગઢવીની સ્ત્રીએ ધારેલી કીંમત પ્રમાણે ચોપાઇની ખરીદી કરી નહિ તેથી ગઢવી ક્રોધના આવેશમાં આવેલો બડબડતો પોતાના ઘર તરફ પાછો જવા નીકળ્યો અને મોટા સ્વરે કરીને બોલવા લાગ્યો કે થઇ રહ્યું, હવે ક્ષત્રીના ધર્મનો અંત આવી રહ્યો. હવે રાજા ક્યાં છે, ભોજ રાજા ગયો ત્યારથી બીજો ભોજ થયોજ નહી. વિક્રમ ગયો ત્યારથી બીજો વિક્રમ ક્યાંથી થાય, અરેરે હે પરમેશ્વર ! શું દિવાની પાછળ અંધારુંજ છે ? ધન્ય છે રાજા કરણને કે તેણે મરતા સુધી પણ સુવર્ણનું દાન કર્યું હતું. ધન્ય છે ધર્મને કે તેણે પોતાનો ધર્મ અને વીવેક મુક્યો નહોતો. ધન્ય છે હરિશ્ચંદ્રને તેણે પોતાનું સત્ય ત્યાગ્યું નહીં,–શિવ શિવ, હવેના રાજા કેવળ કૃપણ અને પાજી થયા છે કે જેને કવિતાની કદરજ નથી.–આમ બોલતો અકળાયલો ધઢવી ચાલ્યો જતો હતો તે માત્ર અફીણની નિશામાં એક ધુનમાંજ બક્યાં કરતો હતો પણ પોતાની આગળ શું છે તે બરાબર જોઇ શકતો નહોતો. જ્યારે તેણે આંખ્ય ઉઘાડીને ઉંચું જોયું ત્યારે તેને ખબર પડી કે ઘોડા ઉપર કોઇ જુવાન સ્વાર બેઠેલો છે. તે જોઇને ગઢવી બોલતો બંધ થયો.

**યુવક સ્વાર**—કેમ ઘઢવી ! તમે આટલા બધા ક્રોધે કેમ ભરાયા છો ?

**હાલો**—ના ભાઇ ના, હું તો મારા કરમની કથની કર્યા કરૂં છું.

**યુવક સ્વાર**—એ વાત માનવા જેવી નથી, તમે અત્રેના દરબારની નિંદા કરી તે મ્હેં જાતે સાંભળી છે.

**હાલો ઘઢવી**—મેં નિંદા નથી કરી પણ ખરેખરી વાત કહી દીધી છે, (એમ કહીને પોતે પોતાને ઘેરથી પોતાની સ્ત્રીએ બનાવેલી ચોપાઇ દરબારમાં ખરીદ કરવાને નીકળ્યો હતો તે વિષયમાં આખર સુધી જે વાતચીત થઇ હતી તે તમામ વાત યુવક સ્વારને કહી દીધી.)

**યુવક સ્વાર**—(શાંત ચિત્તથી સઘળું સાંભળીને, હાલા ઘઢવીને કહેવા લાગ્યો કે) લાવો જોઇએ તમારી ચતુર સ્ત્રીને તે ગાહો કેવો બનાવ્યો છે, હું જોઉં તો ખરો !

**હાલો**—એમાં અમારો દહાડો શો વળવાનો હતો ! તમે જોઇને શું સમજવાના છો ! સવા લાખ રૂપીયા આપવાની શક્તિ છે ? જો હોય તો હું બતાવું નહી તો નાહક બતાવવાથી ફાયદો શો !

**યુવક સ્વાર**—તે વાંચ્યા પછી તેની કદર થાય

**હાલો**—યથા રાજા તથા પ્રજા, એ કહેવત પ્રમાણે હોય જ. રાજા કદર કરી શક્યો નહી તો તમે તેના નોકર હશો કે તેની પ્રજા હશો તેમ તમે પણ તેવીજ કદર કરશો.

**યુવક સ્વાર**—અરે ઘઢવી ! તમે મને ઓળખ્યો નહી કે !

**હાલો**—ના ભાઇ ના, ઓળખતા હઇએ તો આમ બોલીયે શાના?

**યુવક સ્વાર**—હું રાજપુત્ર છું. મારૂં નામ પૃથુ છે, તમે તે ગાહો બતાવો. હું જોવા ઇચ્છું છું.

**હાલો**—કાંઇક( આશાના તરંગમાં ચઢેલો આનંદી થતો ) લ્યો ત્યારે જુવો.

**યુવક સ્વાર**—હાથમાં કાગળ લઇ ને ગાહો વાંચી જુવે છે પછી કેટલોક સ્તબ્ધ થઇ ગંભીર વિચાર કરીને ગઢવી પ્રત્યે. ) ચાલો ચાલો ચાલો. તમે મારી પાછળ આવો હું તમને આ ગાહાના રૂપીયા તમારી માગણી પ્રમાણે આપું છું, તમારી સ્રીને કહેજો કે આ ગાહો રાજપુત્ર પૃથુસિંહે ખરીદ કર્યો છે, હાં કે !

**હાલો**—બહુસારૂ અન્નદાતાર ધન્ય છે આપની ક્ષત્રિયવટને, ધન્ય છે આપના પરાક્રમોને—( એમ કહીને રાજકુમારની પાછળ પાછળ ધઢવી ચાલ્યો જાય છે. )

પાછળ હાલો ધઢવી અને આગળ અશ્વ ઉપર આરૂઢ થયેલો મૃગયા રમવા જઇને આવેલો યુવક રાજદ્વારમાં પ્રવેશ કરે છે. આ વખતે અમરસિંહજી પોતાના ખાનગી મહેલમાં વિરાજેલા હતા. મેહેતા મુસદ્દા વર્ગ પોતપોતાને ઘેર ગએલા હતા, મધ્યાન્હકાલ લગભગ હતો તે વખતે રાજકુમારે પોતાના પિતાની પરવાનગી લીધા શિવાય અથવા મળ્યા વિના પરભાર્યાં રાજ્યની તીજોરી તરફ પગલાં કર્યાં, તે જગોએ વિશ્વાસુ રજપુતોની ચોકી હતી, તીજોરીના ઓરડામાં રાજકુમારને જવાની મનાઇ નહોતી કેમકે તે પહેરમાં રાજકુમારનો કેટલોક કીમતી સામાન રહેતો હતો તેથી તેમાંથી લેવાને અને મુકવાને રાજકુમારને છુટ હતી. હમેશના નિયમ પ્રમાણે આ વખતે પણ રાજકુમાર તેમાં પ્રવેશ કરી તીજોરીની કુંચીઓ પેહેરામાં રહે છે તેમાંથી કુંચી લઇને રોકડ તીજોરીની મોટી પેટી ખુલ્લી કરી સવા લાખ રૂપીયાના બબે હજારની કોથળી પ્રમાણે ૬૦ કોથળીઓ બહાર

કાઢી ધઢવીને સ્વાધીન કરી. ધઢવી તુરત મોટું ગાડું લાવીને તેમાં નાણાંની થેલીઓ મુકી પોતાને ઘેર ગયો.

ત્રીજોરીમાંથી સવા લાખ રૂપીયા લીધા તથા ધઢવીને આપ્યાં અને તે ઉઠાવીને લઇ ગયો ત્યાં સુધી અમરસિંહ રાજાના જાણવા બહાર વાત કેમ રહી, એ પણ એક શંકા થશે, તથા પેરેગીર લોકોએ આટલી મોટી રકમ તીજોરીમાંથી નીકળતા સુધીમાં રાજાને ખબર કેમ આપી નહીં એ વીગેરે વાંચક વર્ગને શંકા પાપ્ત થશે.

પણ તે વખતે પેરેગીરોએ આ રાજકુમાર પુખ્ત ઉમ્મરનો હોવાથી તેના ઉપર સંપૂર્ણ વિશ્વાસ રાખી છેતર્યો હતા. રાજકુમારની ઉમર પાંત્રીસ વરસની હતી. તેને આ વરસમાં રાજ્યાભિષેક અમરસિંહ પોતાની હયાતીમાં આપવાના હતા. તે કુમાર રાજ્યના તમામ વહીવટ ઉપર ધ્યાન આપતો હતો. ઉપજ ખરચ વીગેરે ઉપર ધ્યાન આપીને ઉત્પન્નમાં કેટલોક વધારો કર્યો હતો તેથી રાજ્યકારભારની રૂઢીને સંપૂર્ણ જાણનાર છે એમ સર્વે જાણતા હતા સર્વ કાર્યમાં ચાલાક, ચપળ, વિદ્વાન, તિવ્રબુદ્ધિ અને દીર્ઘ દૃષ્ટિવાળો શૂરો હોવાથી તે જે કામ કરે તે રાજાના જાણવા બાહાર હોયજ નહી એમ પેરેગીર વીગેરે તમામ જાણતા હતા એટલું જ નહી પણ થોડા દીવસમાં તે રાજ્યની લગામ હાથમાં લેવાની છે માટે તેમના કામમાં દખ્ખલ કરવાથી આપણને નુકશાન થશે એમ સ્વાભાવિક વિચાર તેમનામાં આવ્યો હતો. તો પણ તે ધઢવી ગાડામાં રૂપિયા ભરી જેવો રાજ્યદ્વારની દોહડી અટપીને બહાર જાય છે તેટલામાં રાજ્યતંત્રી દરબારમાં પ્રવેશ કરતો હતો તેણે ધઢવીને દીઠો તેની સાથે ગાડામાં રૂપીઆનો અંબાર જોયો, તે જોતાંજ સંકલ્પના વિકલ્પ ભ્રમણ ચક્રમાં પ્રવેશાયલો મંત્રી ઉતાવળો ઉતાવળો કચેરીમાં

દાખલ થયો. તુરત તીજોરીના બારણા આગળ આવી પહોંચ્યો તે વખતે રાજકુમાર પોતાનું કામ અટપટીને તીજોરી બહાર આવ્યો હતો. મંત્રીએ રાજકુમારને તસલીમ કરી અને ધઢવીને રૂપીયા બક્ષીસ કર્યા તે વીશે હકીકત પુછવા લાગ્યો.

**મંત્રી**—કેમ હજુર! આપ આ ત્રીજોરીમાં વધારે વખત સુધી ટક્યા!

**રાજકુમાર**—પ્રધાનજી! આજે એક ગાહો ખરીદ કર્યો! જુવો તેમાં ઘણી ચતુરાઇ વાપરી છે. એટલું જ નહી પણ તે ગાહો સ્ત્રીએ બનાવ્યો છે.

**મંત્રી**—એમ કે! એ વાત તો અમે આગળથી જાણીયે છીએ તે ધઢવી આજ પ્રાતઃકાળમાં આવ્યો હતો, અન્નદાતાશ્રી દરબાર સાહેબની સમક્ષ તેણે કહ્યો હતો. તેણે કાગળીઓ હજુર સાહેબના હાથમાં આપ્યો હતો, અને તે ગાહાની કીંમત સવાલાખ રૂપીઆની છે એમ તે બોલ્યો હતો, પણ તે વાત શ્રી હજુર સાહેબે પસંદ કરી નોહોતી. કેમકે એક ચોપાઇ બનાવી છે જેમાં બે લીટીઓથી કંઇ વધારે નહોતી; માત્ર આપણો રાજ્યકુળનો જુનો દસુંદી છે એમ જાણીને ખાસ કરીને તેને સો બસેં રૂપીયા આપવાનો ઠરાવ કર્યો હતો. એની વધારે એક પાઇ પણ આપવાની નહોતી, તેણે તે ગાહો તેટલી કીંમતમાં આપ્યો નહી, અને પાછો ચાલ્યો ગયો. એ તમામ વાત મારી સમક્ષ થઇ છે, છતાં તમે તેને આ તીજોરીમાંથી શ્રી હજુર સાહેબની પરવાનગી મેળવ્યા વિના પરભાર્યા એકદમ ઉતાવળ કરીને સવાલાખ રૂપીયા આપી દીધા એ ઠીક કર્યું નથી.

**રાજકુમાર પૃથુ**—( નેત્રમાં ક્રોધનો આવેશ થવાની સાથે ધૈર્ય-

તાથી અને સભ્યતાથી પ્રધાન પ્રત્યે; શું તમારૂં દીલ કચવાય છે ! તમે કવીને ઓળખો છો !

**મંત્રી**—હા ! તે ગઢવીનો બાપ હતો તે કવિતા કરતો હતો. તે જ્યારે સભામાં આવે ત્યારે ઘણી કવિતાઓ બોલતો હતો. મોટા મોટા ઘાંટા પાડીને માથું હલાવીને ટીખલ કરતો હતો; અફીણ આધાભાર ખાતો હતો, આખો દિવસ હુક્કો ગગડાવતો હતો.

**રાજકુમાર**—એટલે તેને તમે કેવો ધારતા હતા ?

**મંત્રી**—પેટના માટે એ પણ એક ઉદ્યોગ છે. આડાદોહોડા ગપાટા મારીને રાજ્યમાંથી પૈસો લઇને પડ્યા પડ્યા ઉંઘ્યાં કરે, તેઓ રાજ્ય કાર્યમાં શું કામ કરે એવા છે ? એ તો રાજાનાં રમકડાં છે, તેઓનામાં કંઈ રાજ્ય કારકીર્દિનું કે રાજ્ય રક્ષણનું કે ઉત્પન્ન ખર્ચના પરીણામનું જ્ઞાન હોતું નથી. માત્ર તેમના ગાલ ભરાયા એટલે બસ.

**રાજકુમાર**—ઠીક ત્યારે હું તમને એટલું કહું છું કે જેણે અષ્ટાદસ પૂરાણ રચ્યા તેવા સમર્થ વેદવ્યાસને તમ કેવા કવી ગણો છો ?

**મંત્રી**—અરરરરર—તમે એ શું બોલો છો ! એ તો મહા સમર્થ ઇશ્વિર જેવા હતા, તે તો સાક્ષાત ચોવીસમો અવતાર હતો.

**રાજકુમાર**—તમારા પુષ્ટિ માર્ગમાં અષ્ટ સખા થઇ ગયા તેમને તમે કેવા માનો છો ! તે કવી ખરા કે નહી ?

**મંત્રી**—ના, એ તો પરમભક્ત થઇ ગયા.

**રાજકુમાર**—' ત્યારે તમે કવી કોને કહો છો. '

**મંત્રી**—કવી એજ કે ઉભો ઉભો કવિતા બુમો પાડીને ભભકાથી બોલે એટલું જ બીજું કાંઇ નહી.

**રાજકુમાર**—તમને જ્યારે કદર નથી ત્યારે તમે તેઓની પરીક્ષા કરવાને લાયક નથી. તમારા જેવાની પાસે કવી જ્યારે પ્રવેશ કરે ત્યારે તે કવી રૂપી ચંદ્ર ઉપર તમારા જેવા બેકદરી રાહુનો પડછાયો કેવળ કલંક આપનારો થઈ પડે છે.

**મંત્રી**—હાજ તો, આપના પીતાજીની પાસે નીમકહલાલીથી અત્યાર સુધી જે જે કામ કર્યા તેના પરીણામમાં ઇનામને બદલે આપના તરફથી રાહુની ઉપમા મને મળે એમાં કહેવું શું. એજ ઇનામ અને એજ બદલો પણ હવે હું લાંબી વાત કરવા માગતો નથી. હું તમારી સાથે તકરાર કરવા સમર્થ નથી પણ તમે પીતાજીની પરવાનગી વીના તથા મારા કાને વાત નાંખ્યા વીના પરભાર્યા સવાલાખ રૂપીઆ તીજોરીમાંથી આપ્યા એ કેવળ ગેરવ્યાજબી કર્યું છે.

**રાજપુત્ર**—આપણી તીજોરીમાં અઢી કરોડ રૂપીઆ સીલક છે તેમાંથી કદી સવાલાખ રૂપીઆ કદર કરીને તથા ઉત્તેજન માટે આપ્યા તેથી તમને કીંવા રાજ્યને નુકશાન શું છે ?

**મંત્રી**—તમે એ શું બોલ્યા. રાજ્યને નુકશાન એજ મને નુકશાન છે. રાજ્યનાં દ્રવ્યનો સંગ્રહ કરવો એ ખાસ મહારો ધર્મ છે. દ્રવ્યનું રક્ષણ કરવું, પ્રજા આબાદ કરવી, વીગ્રહ મટાડવો. સંધી કરવી અને અન્નદાતાશ્રીની આરોગ્યતા જેમ જળવાય તેમ જાળવવી. એ તમામ કર્તવ્ય મહારૂં છે. જે કામનો જુમ્મો છે; જે કામ હું આપ અખત્યારીથી કરૂં છું તે કામમાં તમે પરભાર્યા હાથ શા માટે ઘાલો છો—રાજ્યાધીપતી શ્રી હજુર સાહેબ પણ મને કહ્યા વિના તીજોરીમાંથી એક પાઇ પણ આપતા નથી, એ તેમનું ભુષણ છે અને એવો નીયમ રાખે તોજ દ્રવ્યનો વધારો તથા તેનું રક્ષણ થઈ શકે છે, તમે જુવાન છો, હજુ ઉન્મત છો, માટે જરાક વિચાર કરશો

તો મારૂં કહેવું યોગ્ય છે કે કેમ તેનો સાર જણાઇ આવશે.

**રાજપુત્ર**—જ્યારે અનાયાસે વિઘ્ન આવે છે ત્યારે તમારૂં સાચવ્યું શું સચવાશે.

**મંત્રી**—અરે મારા મહેરબાન ! જરાક વિચાર કરો. હાલ દીલ્હી ઉપર અલ્લાઉદ્દીન છે તે કદાપી ઘેરો ઘાલીને આવે ત્યારે તેમનું મન શાંત કરવા કેટલીક લાંબી રકમ આપવી પડે. જ્યારે તમે આ પ્રમાણે દ્રવ્ય ઉડાવો ત્યારે વિપત્તી સમયે શું કરશે.

**રાજપુત્ર**—તે વખતે તમે તલવાર લઇને યુદ્ધ નહી કરી શકો કે ? શું પૈસા આપીને તેમને પાછા વળશો ? કદાપી પૈસાની લાલચ નહી રાખતા તેઓ ભારે લશ્કરની સાથે હલ્લો કરે તે વખત તમે તીજોરીની થેલી ઉપર આડા પડીને સુઈ રહેશો કે નાશી જશો તેનો ઉત્તર આપો. જો કદાપી નાસી ગયાં તો તે નાણાં તમામ ઉડાવીને લઈ જશે. જો કદાપી મરાયા તો પણ લેઇ જશે. જ્યારે તમારા દેખત તે નાણા તમામ ઊચકી જશે ત્યારે તમે જીવતા રહેશો કે મરી જશો ?

**મંત્રી**– લડવાનું કામ અમારૂં નથી. પણ ચાલતા સુધી જેમ બચાવ થાય તેમ કરવામાં તથા વિશેષ લડવૈયા રાખવામાં તથા દેશની આબાદીમાં, તથા સર્વ કાર્યમાં દ્રવ્યની મુખ્ય જરૂર છે. આ વાત શ્રી હજુર સાહેબને કાને નાખવી પડશે.

આ પ્રમાણે મંત્રી રાજકુમાર પ્રત્યે ભાષણ કરીને તથા ક્રોધથી વ્યાકુળ થયેલો લખવાના ઓરડામાં ગયો. તુરત એક ખાનગી ચીઠી શ્રી હજુર અમરસીંહજી ઉપર લખી એક જાસુસને મહેલમાં મોકલ્યો. તે જાસુસને રાજદ્વારની દોહોડીમાં રવાને કર્યો ત્યાંથી અમરસિંહજીથી

પાસે છેક રાજ્ય મંદીરમાં રાણીવાસમાં પત્ર પ્રવિષ્ટ થયો–પત્ર આ-વતાં તે પત્ર દરબારે વાંચ્યો–ભોજન કરી નીંદ્રા લેવાની તૈયા-રીમાં હતા, તેમાં મંત્રીના હાથથી લખેલી ચીઠ્ઠી વાંચવામાં આવી. ચીઠી વાંચતાંજ નેત્ર લાલ લાલ થયાં. ભ્રકુટી વારે વારે ફરકવા લાગી. ના-શીકાનો અગ્ર ભાગ તથા ઓષ્ટ ફરફરવા લાગ્યા, મોટા વીચારના આવેશમાં સ્તબ્ધ થયા. તે વખતે મુખ્ય ચાંદાદેવી રાણી નજીકમાંજ હતાં. અમરસિંહની મુખમુદ્રા તથા નેત્ર વીગેરે ભાવ જોતાં રાણીના અંતઃકરણમાં ફાળ પડવા લાગી, ચિત્ર વિચિત્ર ભિન્ન ભિન્ન વિચાર થવા લાગ્યા તે વખત પણ તેવોજ હતો. મુગલ અને પઠાણ સત્તા-ધીશોના હુમલા ઘણા થતા, એટલે રણ સંગ્રામ રચનાને માટે કોણ જાણે ભુપતિ વિચારમાં તો નહિ હોય! કીંવા અનાયાસ આફત તો આવતી નહી હોય ? એ વીગેરે તાત્કાળીક સમયાનુસાર વિચારમાં ગુથાયલી ચંદા દેવી રાજા પ્રત્યે મૃદુ શબ્દથી બોલવા લાગી.

ચંદા—પ્રાણપતિ ! અત્યારે એકાએક શા વિચારમાં ગુથાયા છો.

**અમરસિંહ**—પૃથુ જેવો મુર્ખ અને ઉદ્ધત બીજો કોઈ જગોએ મ્હેં જોયો નહી; તેના કેટલા અપરાધ મ્હેં ક્ષમા કર્યા છે. જો કે હજુ તેમના હાથમાં રાજ્યની લગામ આવી નથી તો પણ અત્યારથી પોતાની શક્તિ ઉપરાંત ઉદારતા કરે છે તેથી એ રાજ્ય શી રીતે સાચવશે ? એ વીશે મને મોટી ચિંતા રહે છે.

ચંદા—એવું ફરીથી શું થયું છે ?

**અમરસિંહ**—તીજોરીમાંથી કોઇને પણ કહ્યા વિના સવાલાખ રૂપીઆ એક ચોપાઈ કે જેની ચારજ લીટીઓ હતી તે ખરીદ કરીને આપણા જુના દસુંદીને આપી દીધા–જુઓ આ ચીઠી. મારા વિશ્વાસુ

મંત્રીએ લખી છે. મંત્રી કેવળ માહરૂં જમણું અંગ છે, તે તીજો-રીનો રક્ષક છે, તે રાજ્યનું મથક છે. રાજ્યમાં રોકડ રકમ જો હોય તો તે રાજ્યની શોભા છે એટલું જ નહી, પણ રાજ્યને મજબુત ટેકા રૂપ દ્રવ્યજ છે. તેમાં જ્યારે ઉધાઇ વગાડનાર પૃથુ જેવા મુર્ખ પુત્ર હોય તો જરૂર નિર્બળ સ્થિતિમાં લાવ્યા વિના રહેજ નહી. બસ બસ હવે થઇ રહ્યું, તેને મારી સમક્ષ તે રાજ્યાભિષેક કરવાનો મારો વિ-ચાર હતો તે હાલ માંડી વાળું છું. અને તે બાબત ભરાયેલી સભા-માં તેને તિરસ્કાર આપવો એજ હવે છેલ્લો ઇલાજ છે.

**ચંદ**—( રાજા પ્રત્યે ) હવે હું શું કહું. તેને જેમ યોગ્ય શા-બામણ દેવી ઘટે તેમ કહેજો. હવે તે ઉમ્મરે લાયક થયો છે માટે ભરેલી કચેરીમાં તેના ઉપર અત્યંત ક્રોધ દર્શાવશો નહી એવી મારી પ્રાર્થના છે. આપ શાંત થાઓ—

એ પ્રકારે રાણીએ અનેક પ્રકારનાં મિષ્ટ વચનોએ કરીને રાજાને શાંત કર્યો તોપણ પોતે નિંદ્રા લેવાનો ક્રમ ત્યાગ કરીને તુરત ઉઠીને કચેરીમાં આવ્યા. તે વખતે મંત્રી, દરબારી કારકુનો, સેનાપતી તથા ગામના શાણા માણસો કાર્ય પ્રસંગે આવ્યા હતા, રાજ્ય પદ્ધતિ પ્રમાણે સભા ગોઠવાઇ હતી. તે વખતે અમરસિંહે પૃથુને બોલાવ્યો એટલે પોતે તુરત રાજ્ય સભામાં આવી પહોંચ્યો—દરરોજ પૃથુને બેસવાને યોગ્ય આસન અમરસિંહની જમણી બાજુએ હતું તે આજે આસન ગોઠવવામાં આવ્યું નહોતું તેથી રાજાની સન્મુખ પૃથુ ઉભો રહ્યો. પૃથુએ પોતાના પિતાજીની મુખમુદ્રા ક્રોધાવેશમાં ભયંકર થએલી જોઇ લીધી છતાં તે પૃથુને કંઇ ભય કે ચિંતા નહોતી, પોતાના પિતાજી સન્મુખ ધૈર્યતાથી ઉભો રહી બોલવા લાગ્યો કે, હજુર સાહેબ! સેવકને શી આજ્ઞા છે?

**અમરસિંહ**—( પૃથુ પ્રત્યે ) તમે રાજ્ય મુદ્રાધિકારને લાયક નથી. તમારી હીલચાલથી તથા તમારી અત્યાર સુધીની વર્તણુકથી મને એવી ખાત્રી થઇ કે તમે કેવળ ઉદ્ધત છો. રાજ્યને પાયમલ્લ કરી નાંખો તેવી તમારી સાહસ બુદ્ધિ છે—તમારા અધિકારમાં નથી છતાં મારી આજ્ઞા વીના શા માટે તિજોરીમાંથી ચોરની માફક પ્રવેશ કરીને સવાલાખ રૂપીઆ લીધા ?

**પૃથુ**—આ જગતમાં વર્ણન થઇ શકે નહી એવી શક્તિવાળા કુદરતી બક્ષીસવાળા કવિને ઉત્તેજન આપવાને માટે એ કાર્ય કર્યું છે. આપ મારા શિરછત્ર છો. આપના આગળ હું નિરંતર નાલાયક છું—કદાપી હું રાજ્યમુદ્રાધિકારને લાયક ન હોઉં તો ભલે મને રાજ્ય સુખનો શોખ નથી.

**અમરસિંહ**—પોપટની પેઠે મારા સન્મુખ તું જવાબ આપનાર કોણ ? ચાલ અહીંથી નિકળી જા. મહારે તમારો ખપ નથી.

**પૃથુ**—બસ, એજ કે, એમાં શું આશ્ચર્ય એતો મારોજ ધર્મજ છે.

**મંત્રી**—( રાજા પ્રત્યે ) ગરીબપરવર ! હોય, ક્ષમા કરો. હવે એમ નહી થાય, ( પૃથુ સન્મુખ મંત્રીએ દષ્ટી કરીને ) કુંવરજી સાહેબ તમે ખોટું લગાડશો નહી. કેમકે પીતાજીનો ધર્મ છે કે શિખામણ દેવી જોઇએ—માટે શાંત થાઓ.

**પૃથુ**—હું તો શાંત જ છું.

**અમરસિંહ**—શા માટે નહી ! તું તો શાંતજ હોય, અમારી શીખામણનો રંગ જ્યાં સુધી નહી લાગે ત્યાં સુધી તું શાંત રહે એમાં આશ્ચર્ય શું.

**પૃથુ**—( પિતા પ્રત્યે ) તમે શા માટે અંતઃકરણને દુઃખી કરોછો

સવાલાખ રૂપીયા મારે ખાતે ઉધારજો, જ્યારે હું તેટલી રકમ તમને આપું ત્યારે આ રાજ્યમાં પગ મુકીશ, પણ અત્યારથી મેં નિયમ કર્યો છે કે હું કદી પણ કદર કરવાની શક્તિ ત્યાગ કરવાનો નથી. હું મ્હારી તલવારનેજ ધર્મ રક્ષણ માનું છું. મારૂં સત્ય, તેજ મારૂં ખડગ છે; મારી દ્રઢતા તેજ મારૂં ક્ષત્રિવટ ભૂષણ છે, આ શરીર રાજ્યનો વૈભોગ ભોગવવાને ઉપયોગમાં લેવા કરતાં ધર્મ અર્થે પરોપકાર કરવામાં વ્યતિત કરવા ધારૂં છું, આપની સેવા કરવી એ માહારો ધર્મ છે, પણ આપ પ્રજાનું રક્ષણ કરવામાં હાલ ગુંથાઓ. હું હવે આપની આજ્ઞા પ્રમાણે અહિંથી ખસવા માગું છું—

ઉપર પ્રમાણે કહી પોતાન ઘોડા ઉપર બેસી ઘણા વેગથી પૃથુ નગર બહાર નીકળી ડુંગરોની ખીણમાં અલોપ થઇ ગયો.

અમરસિંહે પૃથુ પ્રત્યે સભામાં સર્વ ક્રોધના દેખતાં કરીને જે કંઇ કહ્યું હતું તેમાં તેનો ઇરાદો માત્ર તેને શિક્ષણ આપવાનો હતો. પૃથુ સાહસ કૃત્ય કરીને વિલાસનગરને ત્યાગ કરી જતો રહેશે તથા પોતાના માત પિતાને ત્યાગ કરીને ચાલવા માંડશે એવું અમરસિંહના જાણવામાં નહોતું, પણ જ્યારે આનાયાસે આ પ્રમાણે બનાવ બન્યો ત્યારે તો અમરસિંહના નેત્રમાંથી અશ્રુધારા ચાલવા માંડી, પ્રથુ એકદમ નીકળી ગયો તેવા સમાચાર રાણીવાસમાં પહોંચવાથી રાણીજી અર્થાત્ પ્રથુની માતુશ્રી પુત્ર વિયોગની વેદનાએ કરીને કેવળ અવાચક જેવી મતિથી શુન્ય થઇ ગઇ. અમરસિંહને એકજ પુત્ર હતો. છતાં જ્યારે વચમાં વિગ્રહ રૂપી દુખનો અંકોડો ઉત્પન્ન થયો ત્યારે કેવળ અજંપો અને વેદના અંતઃકરણમાં વારંવાર વધવા લાગી, અમરસિંહે તુરત તે પ્રથુની પાછળ શોધ કરવાને માટે ધૈર્યવાન ચતુર અને બાહોશ રજપુતને મોકલી દીધા હતા. ચંદાના મનનું આશ્વાસન

રાણીવાસમાં જઇને અમરસિંહે કરવા માંડયું. વિલાસનગરમાં તમામ પ્રજા સમુદાયમાં પ્રથુએ નગર ત્યાગ કર્યાની વાયકાનો અફ્વા ગોળો ફેલાઇ ગયો; બે ત્રણ દીવસ વીતી ગયા બાદ શોધ કરવા સારૂ મોકલેલા સ્વાર પાછા આવ્યા. તેમણે પ્રથુનો મેળાપ ન થયાના સમાચાર અમરસિંહને આપ્યા, તેથી અમરસિંહ વિશેષ નિરાશ થયો અને પશ્ચાતાપના ભ્રમણ ચક્રમાં ભમવા લાગ્યો. વખતો વખત રાજ્યનો પુરોહિત ( રાજ્ય ગુરૂ ) અમરસિંહને ઉત્તમ પ્રકારની ધીરજ આપતો રહેતો હતો, આ પ્રમાણે દિવસો પુત્ર વિયોગથી વિકળ ચિત્ત, અને અજંપા સાથે વ્યતિત થવા લાગ્યા—



## પ્રકરણ ૩ જું



### પવીત્ર મેનાનો પશ્ચાતાપ.

॥ શ્લોક ॥

ગુણી તણો ગુણ ગુણી પિછાને,
કૃતઘ્ન તો ભેદ કહી ન જાણે,
ભલા જનો શ્રેષ્ટ કરે ભલાઇ,
વડા ન ચુકે કદિએ વડાઇ

હાલો ધઢવી સવાલાખ રૂપૈઆ લઇને પોતાને ઘેર ગયો અને તમામ નાણાં મેનાને સ્વાધીન કરી દીધાં, જે હકીકત દરબારમાં ગાહાની ખરીદી તથા તેની કદરને માટે થઇ હતી તે તમામ આરંભથી અંત સુધી ગઢવીએ પોતાની સ્ત્રી મેનાને કહી દીધી; ત્યારે મેના બોલી કેઃ—

પ્રાણપતિ ! રાજકુમાર પૃથુસીંહ પોતાની ઉમ્મરના પ્રમાણમાં ઘણો ઉદાર પુરૂષ છે, મ્હેં તેમને સારી રીતે જોયા છે. જ્યારે હું ચામુંડા દેવીનાં દર્શન કરવા સારૂ જતી હતી તે વખતે યુવક ઘોડેસ્વાર થએલો વિશાળ બાહુવાળો તથા જેનું કપાળ ભવ્ય અને તેજયુક્ત છે એવો તે વખતે મૃગયા શિકારથી પરિશ્રમ પામેલો અનાયાસ આવી પહોંચ્યો હતો. તે દેવીના દરબારમાં એકાગ્ર ધ્યાનથી ચામુંડાના ધ્યાન તરફ ચેતો હતો, જેની નજર બીજે કંઈ પણ જતી નહોતી, તેનાં ચાતુર્યતાનાં લક્ષણ તથા તે યુવકનો સ્વાભાવીક દેખાવ થોડીકજ વારમાં હું જોતી હતી, ત્યારે મને એવી ખાત્રી થતી હતી કે આ યુવક પ્રતાપશીલ અને ઉગ્ર કાર્ય કરનારો થશે. હે પ્રાણપતિ ! પછી શું થયું ? જ્યારે પિતાશ્રીની પરવાનગી સિવાય તે નાણાં યુવક રાજકુમારે આપ્યાં ત્યારે કાંઈ પણ વિખવાદ થયોજ હશે.

**હાલો**—તે તો હું જોવા રહ્યો નથી મને તો જેવાં નાણાં મળ્યાં કે તુરત હું તો બણગાટી આવ્યો છું.

**મેનાં**—અમરસીંહ મહારાજનો સ્વભાવ ક્રોધી છે, કદાપી બક્ષીસ કરે તો તે જુજબાજ બક્ષીસી ઉપર ધ્યાન આપનાર છે, છતાં આજનો બનાવ કેવળ હદ બહારનો તેમના સમજવામાં આવશે માટે મને લાગે છે કે પીતા પુત્ર વચ્ચે કોઈ પણ પ્રકારનો કલહ ઉત્પન્ન થવોજ જોઇએ.

**હાલો**—એ વાત તો હું કાંઇ પણ જાણું નહિં.

આ પ્રમાણે બન્ને વાતો કરે છે એટલામાં હાલા ધઢવીના ઘરમાં કામ કરનાર દાસી એકદમ દોડી દોડી શ્વાસ ચઢેલો અને ઉતાંવળી આવીને મેનાં પાસે ઉભી રહી,—મેનાંએ તે દાસી તરફ નજર કરીને

**મેનાં**—કેમ લવિંગી, આજ તું શ્વાસ ખાતી, દોડતી દોડતી કેમ આવી પહોંચી.

**લવીંગી**—માજી ! તમે કાંઇ નવાજુની વાત જાણો છો ?

**મેનાં**—ના.

**લવીંગી**—દરબાર સાહેબના કુંવર રીસાઇને ચાલ્યા ગયા, કુંવરજીને અને દરબારશ્રીને ઘણી તકરાર થઈ, તેમાં છેવટે એવુંજ સંભળાય છે કે કુંવરજી રાજનો હક્ક છોડી દઇને ફરીથી આ તરફ નહીં આવવાની સરતે ગયા છે· તેમને મનાવીને લાવવાને પાછળ સ્વાર પણ મોકલ્યા છે.

**મેના**—એમ કે ! ( પોતાના પતિ તરફ દ્રષ્ટિ કરીને ) સાંભળો પ્રાણનાથ ! જોયું કે કુંવરજી ક્રોધાવેશમાં ગયા. એટલે બધું અઘટીત આ સઘળો બનાવ થવાનું કારણ આપણેજ નીકળીએ છીએ; તેમણે ગાહો ખરીદ કર્યો ન હોત અથવા તમે ગયા ન હોત કિંવા મ્હેં ગાહો બનાવ્યો હોત અથવા કુંવરજીએ સવાલાખ રૂપીઆ આપ્યા નહોત તો આવું પરીણામ આવત નહી.

**હાલો**—એ વાત તો ખરી છે. આ પરીણામનું કારણ જ્યારે આપણે થઈએ ત્યારે હજુરશ્રી અમરસીંહજી દરબાર સાહેબ પણ આપણા ઉપર ક્રોધાતુર રહેશે, વળી બીજો ભય એવો રહે છે કે તીજોરીમાંથી હજુરની પરવાનગી લીધા વીના રકમ ઉઠાવવાનો કુંવરજીનો હક્ક નથી છતાં તેમણે આપને રૂપીઆ આપ્યા અને લીધા. જુવો કે જેવી રીતે આપનાંર ઠપકાને પાત્ર થયો. ત્યારે આપણે લેનાર ઠપકાને પાત્ર કેમ ન ગણાઇએ ! કદાપી એમ વિચાર કરીને હજુર સાહેબ આપણે ઘેર આણેલા રૂપીઆ પાછા લેઇ તો પછી આપણું જોર શું ?

**મેનાં**—ભલે કદી પાછા લે તો પણ કંઇજ ચિંતા નથીઃ આપણે ઠપકાને પાત્ર નથી, એ ઉદ્વેગ આપણે કરવો વૃથા છે! દ્રવ્ય બક્ષિસ કરનાર વિદ્વાન અને ચતુર હતો, તે કુમારની બુદ્ધિ પુખ્ત હતી તેના વિચાંર મુસદ્દી વર્ગને અલભ્ય જેવા હતા, તેની રચના રાજ્યને મજબુતી આપે તેવી હતી માટે તેવું બનવાનું જ નથી. પણ તે કદરદાન યુવક રાજકુમાર રાજ્ય વૈભોગનો ત્યાગ કરીને નીકળી ગયો તે માત્ર આપણા કાર્યની કદરનો પરીણામ છે, તેના માટે મારૂ અંતઃકરણ ધણુંજ દુ.ખ પામે છે. એમ કેહેતાં કેહેનામાં મેનાના નેત્રમાંથી આંસુ ચાલવા માંડયાં,—વળી બોલી ઉઠી કે ચામુંડા તેનું દરેક જગોએ રક્ષણ કરો, વિશ્વંભર તેનાં પરાક્રમને મદદ આપો, અને સુખી રાખો.

**હાલો**—હાજ તો, અત્યારે તો આપણો અન્નદાતાર.

**લવીંગીકા**—(હાલા પ્રત્યે) હાલા બાપ! અત્યારે તો એ અન્નદાતારે થયા એને કદી બીજો કોઈ અન્નદાતાર જબરો થાય તો કેમ!

**હાલો**—ત્યારે એને પડયો મુકવો, અને જબરો હોય તેનો હાથ ઝાલવો.

**મેનાં**—વાહ વાહ પ્રાણનાથ! એ તો ગરજ મતલબિયા માણસનું કામ છે. એવી બુદ્ધિવાળાનું કદી પણ શ્રેય થતું નથી.

**હાલો**—(સુકાયલા મુખમાંથી દાંતની પંકતી બહાર નીકળેલી જાણે ખડબુચાનો ભાગેલો બાગ હોય તેવા દેખાવવાળો પાતળી ગરદન અને દોરડી જેવા હાથ ઉંચા કરીને અમલ કસુંબાના તારામાં આનંદથી બોલવા લાગ્યો)—અલી સાંભળ્યું કે! અમે કંઇ એક રાજાને પકડીને બેસી રહીએ નહી. જો એમ કરીએ તો પછી અમારા પેટનું પુરૂ શી રીતે થાય! જુવો આપણો મામો ધડરમઢમાં રહે છે તોપણ

ગામોગામ આથડે છે ત્યારે તેનું પુરૂ થાય છે. માટે જે આલે તે અન્નદાતાર.

**મેનાં**—જે સાક્ષર વર્ગના વિદ્વાન પંડિત કવી કહેવાય છે.- તેની કદર સાક્ષરજ કરે છે. જે રાજા સર્વ વિદ્યામાં નિપુણ છે તે વિદ્વાન પંડિતને ઓળખે છે. જેમ કે અપ્રતિમ હીરાને ઝવેરી ઓળખે છે તેમજ હીરો ઝવેરી પાસેજ કીમતવાન થઇ શોભે છે. જેઓ અધુરા છે, જેઓમાં કાવ્ય શકતી રૂપી ઝવેરાત નથી તેઓ યાચક સ્વરૂપ ઠેર ઠેર ફર્યા કરે છે તેની કદર તેમની શક્તી રૂપી પ્રમાણેજ થાય છે. માટે અધુરા કવિયોની વિવેક શક્તિ તથા જ્ઞાન અને કાવ્ય શક્તિ અધુરીજ હોય છે, તો પછી તેમની કદર સાક્ષર વર્ગના ભૂપતીયો તેવા જ કરે છે.

**હાલો**—[ લમણે હાથ મુકીને ] હશે. ત્યારે આપણે હવે બીજાં એટલા વરસ કાઢવાનાં નથી, મરવાને માટે નોહોતરૂં યમરાજાનું આવી ગયું છે, પણ મારી મરજી જવાની નથી માટે હું જતો નથી. એટલુંજ બાકી છે.

**મેનાં**—તમને ખમા કરે, મારૂ હેવાતણ ચામુંડા ભવાની રાખનાર છે માટે તમે એવી વાત કરતા મા-પણ હવે તમને એટલું કહુંછું કે તે રાજપુત્રે આપણને મોટો ઉપકાર કર્યો છે. આપણા ઉપર દુઃખરૂપી વૃક્ષનો નાશ કર્યો છે. આપણી જીંદગી કેવળ હવે ઘણા કાળ સુધી સુખમાં જવાની છે, તેમણે જે દ્રવ્ય આપ્યું છે તેનો વધારો થાય એવો રસ્તો હવે હું કરવા ધારૂં છું. કેટલીક જમીન જાગીર, વાડી, વજીફાં નકરાં ખેતર વીગેરે ખરીદ કરવાં જોઇએ તેટલી માટે વખતો વખત હું પોતે નજીકના ગામડાઓમાં તેની તલાશને માટે નીકળી પડીશ, તેમાં કદાપી મને આવતાં વિલંબ થાય તો તમે

મારી કાળજી કરશો નહી; આજે આપણા ઘર ધંધામાં ઉપયોગમાં આવે તેવી બે વિશ્વાસુ સ્ત્રીઓ વૃદ્ધ અને પુખ્ત ઉમરની મ્હેં રાખી છે તે પૈકી આખો દીવસ એક બાઇ તમારી સારવારમાં હાજર રહેશે અને એક બાઇ રસોઇ વિગેરે ઘર કામનો તમામ બોજો ઉપાડી લેશે. માહારી મોટી બેહેન આજેજ આવી છે તે પોતાનો આયુષ તથા પોતાની તમામ જીંદગી મારી પાસે ગાળવાની છે. તેને મારા અધીકારનું કામ તમામ દેખરેખનું મ્હેં સોંપી દીધું છે જેથી હું હવે કેવળ નિવૃત થઇ છું. સવાલાખ રૂપીયામાંથી પચીશ હજાર રૂપીઆ જમીન જાગીર ખરીદ કરી તે ઉપર તેને લગતા સાધનો તૈયાર કરવાને રાખ્યા છે અને બાકીના એક લાખ રૂપીયા અત્રેના નગરશેઠ ધનપાલને ત્યાં જમે કરાવીને તેનું વ્યાજ બારે મહીને રૂ. ૪૦૦૦) ચાર હજાર રૂપીયા આવશે. તે શિવાય બીજું ઉત્પન્ન પણ ખટપટ કરી જમીન ખરીદ કર્યા પછી થશે. માટે પ્રભુ ઇચ્છા તો સર્વ કાર્યનો સુધારો થવાનો સમય ઇશ્વરે બક્ષીસ કર્યો છે તેથી હવે આપણ ખરા અંતઃકરણથી તે રાજકુમારનો જય ઇચ્છિવો જોઇએ.

**હાલો**—ખરી વાત છે–આપણાથી તો તેમાનું કંઇ થવાનું નથી. આવેલાં નાણાંનો જે ઉપયોગ કરવો ઘટે તેવો કરવાને હવે તમે તમારી મેળે ગમે તેમ કરજો, એમ કહીને હાલો માંચામાં આડો પડીને ઘોરવા લાગ્યો.

હાલો નિદ્રાવશ થયો એટલે મેનાં તેની પાસેથી ચપળતાથી ઉઠીને પોતાના ઘરકામમાં ગુંથાઈ.

---

# પ્રકરણ ૪ થું.



## વસંતતિલકા.

મોહાન્ધિનાં હૃદયમાં નહિ નીતિ ભાસે,
લોભે કરી વિકળતા સહસા પ્રકાશે;
વાધે ઘણા અરિ સમૂહ સુકીર્તિ નાસે,
વાસે નહિ ભુવનમાં ક્ષણ તે વિલાસે—

## દિલ્હિમાં અલ્લાઉદ્દીન.

વિક્રમ સંવત ૧૩૫૧ નાં સુમારના દિલ્હીના પાયતખ્ત ઉપર પોતાના વૃદ્ધ જમાલુદ્દિનને મારી નંખાવીને અલ્લાઉદ્દીન ગાદી ઉપર તરસાઇનો હક્ક ધરાવનાર પાદશાહી કુટુંબનો તેણે યુક્તિથી અને ઘણી નિર્દયતાની સાથે ઘાત કરાવ્યો હતો તેજ વખતમાં તેણે કૈકુબાદને પણ મારી નંખાવ્યો હતો. અલ્લાઉદ્દીને ગાદીએ બેસતાંજ અનીતિ અને નિર્દયતા વાપરી હતી. તે શરીરે ઉંચો હતો. તેનાં નેત્ર લંબગોળ, સ્વચ્છ અને મોટાં હતાં. પણ તેમાં ચળકતો લાલ રંગ પથરાઇ રહ્યો હતો. તેનું મુખ લંબગોળ હતું. તેના શરીરનો બાંધો મજબુત હતો તેનો સ્વભાવ સાહસ કૃત્ય કરવા ઉપર ઉતાવળો હતો. તે કેવળ દ્રવ્ય તથા રાજ્ય સત્તાનો લોભી હતો. તે પોતાના ધર્મ ઉપર ચુસ્ત હતો. હિંદુ ધર્મ ઉપર તેનો દ્વેષ હતોઃ તેઓને ભ્રષ્ટ કરી પોતાના ધર્મમાં ફસાવવાને તે પ્રયત્ન કરતો હતો. તે કેવળ નિર્દય હતો. હરકોઇનો નાશ કરવો તેમાં તેને કાંઈ પણ ડર નહોતો; સ્વાર્થને માટે તે પ્રપંચી હતો; લડવામાં શુરો તથા એક્કો હતો. તે શૂરને બહુ ચાહતો હતો. સમયસુચકતા ઉપર ઘણો

ચપળ હતો; તેના વખતમાં તેની દેખરેખ નીચે ખીલજી વંશના પઠાણ અમલદારો હતા. તે કેવળ ક્રુર અને નિર્દય હતા, તેની કારકીર્દીમાં પ્રજાને રાત્રિ દીવસ ભય વડે કરીને ઉજાગરો વેઠવો પડતો હતો. ઠેર ઠેર બખેડા ઉભા થતા હતા. અને તે શમાવવાને લશ્કર આમ તેમ જતું હતું. તે વખતમાં ઉત્તર ભાગમાં તથા મધ્ય ભાગમાં તુર્ક, મુસલમાન, પઠાણ અને મોગલ વીગેરેનો ઘણો લાસ હતો. તેમાં પરસ્પર છુપા કાવાદાવા ચાલતા હતા. છુપી રીતે તેઓ-નાં ટોળાં ભેગાં થઇ જુદા જુદા પ્રકારના પ્રપંચી તરંગ રચના કરતા હતા. સંપૂર્ણ ઐકયતા નહોતી તેથી ઘણા હુમલા થતા હતા. જેનું વિશેષ બળ હોય તે સામ્હાને મારીને પાદશાહ થઇ જતા હતા. કેટલાક ખંડીયા રજપુત રાજાઓ, અલ્લાઉદીન તરફથી નિમાયલા મુસલમાન સુબા હતા તેઓની સાથે વારંવાર બળવા કરતા હતા. વાવ્ય કોણમાં ઘાટેના માર્ગે મોગલોની સ્વારીયો ચઢયા કરતી હતી. આ પ્રકારે બધા બનાવોમાં મારામારી અને કાપાકાપી ઘણી થતી હતી, રઇયતમાં લુંટફાટ થવાથી પાયમાલ સ્થિતી થઇ હતી.

આ વખતમાં ગુજરાતમાંથી પ્રવાસ કરતો શોકથી શુષ્ક થ-એલો ક્રોધથી તૃપ્ત થએલો અને વ કળતાના સપાટામાં વીંધાએલો એક બ્રાહ્મણ વૈર વાળવા માટે તથા ગુજરાતના સપાટામાં વીંધાએલો ઘેહલાના રાજ્યના મુળનું નિકંદન કરવાને માટે માધવ નામનો મંત્રી દીલ્હીમાં આવીને રહ્યો હતો. તે અલ્લાઉદીનને મળવા માટે પ્રયત્ન કરતો હતો. તે પણ દીલ્હી દરબારમાં અલ્લાઉદીનની સભામાં આવીને બાજુએ બેઠો હતો. આ વખતે સભામાં હિંદમાં થતા બળવાને માટે વાતચિત ચાલતી હતી. સભામાં સંપૂર્ણ શાંતતા પ્રસરાઇ હતી. તખ્ત ઉપર બાદશાહી લેબાશથી અલંકીત થએલો અલ્લાઉદીન બિરાજમાન

થયો હતો. જમણી બાજુએ મુસદ્દી વર્ગ તથા દિલ્હીમાં રહેનારા અમિર ઉમરાવોની બેઠક થએલી હતી.

**અલ્લાઉદ્દીન**—( પોતાના વજીરો પૈકી મલેકજેબ પ્રત્યે બોલવા લાગ્યો ) ફીરોઝપુર અને ફરીદકોટ તરફ બંડ થયું હતું તેનો પરીણામ કંઇ જણાયો કે !

**મલેકજેબ**—હાજી ! ખુદાતાલા મહેરથી તે બંડ શમી ગયું છે.

**અલ્લાઉદ્દીન**—બીજી કંઇ ખબર મળી છે ?

**મલેકજેબ**—હાજી ! એ વાત ઘણી ફતેહમંદ છે, આપનો હુકમ હોય તેમ કરવામાં આવે—મધ્ય હીંદુસ્થાનમાં સિહાદ્રી પર્વતની તળેટીમાં સીદી મૌલા નામનો એક ફકીર છે તે દરરોજ હજાર ફકીરને અચ્છી તરેહથી ખાવાનું આપે છે. તેની ઝુંપડીમાં જ્યારે તપાસ કરનાર કર્યો ત્યારે તેમાં તેને પહેરવાનો ખલકો હતો તે શિવાય બીજું કંઇજ જોવામાં આવતું નથી,–તે જેટલો દરરોજ ખરચ કરે છે તેનો કંઇપણ હીસાબ કે પત્તો નથી, ઘણા વરસથી સીદી 'મૌલાની જેએ' એવો ઉચ્ચાર ઘણા ફકીરો કર્યા કરે છે, એક વખત મુગલોનું ટોળું આ તરફથી મોકલેલું હતું તેઓ હુમલો શમાવીને પાછા વળતી વખત તેમને એ ફકીરે બરદાસ્ત ખાતર રોકયા હતા તેમણે તે મુગલોના લશ્કરને જે જોઇએ તે ખોરાક તથા ઘોડાને ચંદી વગેરે તમામ પુરો પાડયો હતો. તે મુગલોના સરદાર આ ફકીરની પાસે કંઇ કરામત છે એમ જાણી જોવાને ગયો હતો છતાં તેની ઝુંપડીમાં કંઇ પણ જોવામાં આવ્યું નહી, તેથી તેને અચંબો લાગ્યો. તેણે બારીક નજરથી જ્યારે તપાસ કર્યો ત્યારે આજુબાજુના લોકોથી જણાઇ આવ્યું કે, તેની પાસે પારસમણી છે.

**અલ્લાઉદ્દીન**—(એકી ટસે કેટલીકવાર મલેકજબ તરફ જોઇને) અલબત, એમજ કંઇ હોવું જોઇએ. તે ફકીર પાસે કાંઈ પણ કરામત હોવીજ જોઇએ.

**મલેકજેબ**—ગરીબપરવર ! એક બીજી બાતમી એવી મળે છે કે તે ફકીરોનો ખોરાક પુરો શી રીતે પાડે છે તે જોતાં જણાઇ આવ્યું છે કે ઇંદોર અને ઉજ્જૈન તરફથી તમામ અનાજ, ઘી, સાકર, ખાંડ વિગેરે મંગાવે છે. તેના તાબામાં બસેં ફકીરો રાત્રી દીવસ રહે છે તે તમામ હથિયારબંધ અને સાવચેતીવાળા છે. તેઓ સોનાનાં ગચ્ચાં તૈયાર કરેલાં લઇ જાય છે, તેને વેચે છે અને સામાન લાવે છે.

**અલ્લાઉદ્દીન**—એમ છે કે ! ત્યારે તો જરૂર તેની પાસે પારસમણી હોવી જોઇએ.

**કાફુર**—(એટલામાં નજીક બેઠેલો કાફર બોલી ઉઠે છે) ગરીબ પરવર ! એવા ફકીર પાસે પારસમણી શોભેજ નહી. એ તો દીલ્હીની ગાદી ઉપર હોય તો ખુદાની મહેરબાનીથી સઘળાં કામ સુધરી જાય.

**અલ્લાઉદ્દીન**—આપણા જેટલા એકકા છે તે તમામ એક્કાની સાથે આપણે તે તરફ જવું.

**મલેકજેબ**—ગરીબપરવર ! એવા ફકીરની પાસેથી પારસમણી લેવામાં બહુ મહેનત નથી માટે આપને તે તરફ પધારવાની તસ્દી લેવા જરૂર નથી.

**અલ્લાઉદ્દીન**—(મનમાં-કદાપી મલેકજબ અગર કાફુર તે ફકીર પાસેથી પારસમણી છીનવી લેવાને જાય. અને તે પારસમણી તેઓ પોતાની પાસે છુપો રાખી મુકીને અહીંયાં આવીને એમ જણાવે છે કે વાત ખોટી છે, તેની પાસે પારસમણી નહોતી અથવા તો તેની પાસેથી કંઇ પણ જણાયું નહી. એમ જુઠ સમઝાવે તો તે

અમૂલ્ય તક આપણે ગુમાવી બેસીએ માટે સાથે જઇને અવશ્ય ખાત્રી કરવી જોઇએ એમ મનમાં સંકલ્પ વિકલ્પ દ્વારાએ નિશ્ચય કરીને સ્થિર થઇને ) અલબત જો કે તેમાં મ્હારી જરૂર નથી પણ એ કરામતી ક્રિયા જોવાની મને ઘણી ઇચ્છા થઇ માટે હું પણ ત્યાં આવું એમ વિચાર થાય છે. માટે આવતી કાલે અહિંથી નીકળી પડવું. મારી સાથે કાફુર આવવું જોઇએ. મલેકજોબ આ તરફ મારા આવતાસુધી દેખરેખ રાખે. આપણી સાથે એક હજાર અચ્છા શુરા માણશો રાખી લેવા.

કાફુર—બહુ સારૂ, હું એજ વ્યવસ્થા આજરોજ કરૂં છું.

ઉપર પ્રમાણે વાતચીત ચાલી રહ્યા પછી દરબારમાંથી બાદશાહ જનાનખાનામાં ચાલ્યો ગયો. સર્વે પોતપોતાના મુકામે ચાલ્યા ગયા. પ્રાતઃકાળ થયો એટલે ઘોડેસ્વાર થઇ બાદશાહ ઉત્તમ પ્રકારની સેન્યા લઇને રસ્તો કાપવા માંડ્યો. કેટલેક દીવસે સિંહાદ્રી પર્વતની તળેટી તરફ આવી પહોંચ્યા. સાથેનું લશ્કર ભયંકર ડુંગરાઓની ખીણમાં છુપુ રાખીને વેશ બદલીને છુપા હથિયારથી ફકીરી ડોળથી બાદશાહ અને કાફુર તથા બીજા એક્કા પંદર વીશ માણસોના જથાથી સીદી મૌલાની ઝુંપડી તરફ પ્રવેશ કરવા માંડ્યો. આ વખતે સાયંકાળ લગભગ થવા આવ્યો હતો, કૃષ્ણપક્ષની અગાસનો દિવસ હતો, વટેમાર્ગુ ફકીરો બપોરની વખતે ખાઇને રસ્તે પડયા હતા. બાકીના રાત રહેનારા ફકીરો સુમારે બસો માણસો મોટાં મોટાં વૃક્ષની નીચે ઝુંપડીયોમાં રહેતા હતા, સીદીમૌલા એક મોટી શીલા ઉપર મૃગચર્મ ઉપર પડી રહ્યો હતો. તેની ચામડીનો રંગ જાંબુના રંગને પણ મત કરે તેવો હતા. તેની ઉમ્મર સુમારે પંચાણું વરસની હતી. પણ દેખાવમાં ચાળીશ વરસની ઉમરનો હોય તેવો જણાતો હતો, તેનું માથુ

ઘણું મોટું હતું. તેનું કપાળ વિશાળ હતું, તેનું નાક ચપટું અને હોઠ જાડા હતા, શરીરે ઠીંગણો અને રૂષ્ટપુષ્ટ હતો. તેના પગની પેંડીઓ ઘણી મજબુત હતી. તેના હાથના બાહુ ડંડ ઘણા મજબુત અને જાડા હતા. તેની ગરદન પાડાની કાંધ જેવી જાડી હતી. તેના નેત્ર સફેદ તથા નેત્રની કીકી શ્યામ વર્ણની હતી, તેના માથા ઉપર ટુંકા ટુંકા વાળનાં અમળાઇ ગએલા ગુંછળાં વળેલા હતા. તેની પાસે બે ફકીરો તેના જેવાજ મજબુત હતા. તે બન્ને સીદીમૌલાની પગની આગળ નીચાણમાં બેઠેલા હતા. આજુબાજુ સુગંધી પુષ્પનો બાગ હતો અને આજુબાજુ અત્યંત ઘટ્ટ વૃક્ષથી સુશોભિત ડુંગરની ટેકરી હતી, નીચાણમાં નદી વહેતી હતી, તેના કીનારા ઉપર અનેક પ્રકારનાં ઝાડનાં જુથ શોભી રહ્યાં હતાં. તે સઘળું ઓળંગીને દીલ્હીથી નીકળેલા સીદીમૌલાના દર્શનના ઉમેદવારો અનાયાસ ઝુંપડીમાં દાખલ થયા.

ઝુંપડીમાં નવા આવનાર પ્રવાસીયોને સિદીમૌલાએ જોતાંજ તેમને બેસવાને સાન કરી. આ મુસાફરોમાં આગેવાન અલ્લાઉદીન હતો તેણે પણ પોતાનો વેશ બદલ્યો હતો; તેથી ઓળખાય તેમ નોહોતું. સીદીમૌલાએ તેમને ખાનપાનની ખાતર માટે પોતાના પાસે બે ફકીર સેવકો હતા તેમને સાન કરી એટલે તેમાંથી એક ઉઠીને બહાર ગયો, પછી તુરત થોડીવારમાં પાછો આવ્યો. તેણે પોતાના બન્યો હાથમાં મોટો ટાટ પકડયો હતો તેમાં દ્રાક્ષ, પીસ્તાં, ચારોળી મીઠાઇ અને બાજરીના રોટલા તથા ખીચડી બાફેલી હતી. શાક હતું. તે સાથે પાણીનું મોટું વાસણ ઉચકનારો બીજો કોઇ સીદી હતો, તે સઘળું આવેલા મિજમાનોના આગળ મુકી દીધું, મુસાફરમાં આગેવાન મુસાફરે આ સઘળું જોઇને તે વસ્તુ ખાવામાં વાપ

રવાને મરજી બતાવી નહી. સીદીમૌલાએ પરોણાગતની સરભરા કરી હતી તે નહી સ્વિકારવાનું કારણ ઘણું ઉંડું હતું, સીદીમૌલાનું અન્ન ખાધા પછી તેને મોટી નુકશાનીમાં નાંખવો એ બની શકે નહી તેમજ જે વસ્તુ તેની પાસે પ્રાપ્ત કરવાની છે, તેમાં કદાપી બળાત્કાર કરવામાં ઝપાઝપી થાય તો સ્વીકાર કરેલા અન્ન ઉપકારને લાંચ્છન વાગે એવો વીચાર મુસાફર આગેવાનને આવવા લાગ્યો તેથી તે તમામ સરભરાનો ઘાટ જોઇ આગેવાને માથુ હલાવીને તે લેવાની ના બતાવી તે વખતે સીદીમૌલા બોલ્યો; જુઓ ભાઇ! આ મુકામમાં આવનાર કોઇ પણ મુસાફર અન્ન પાણી લીધા વગર જતો નથી, તમે શા માટે લેતા નથી, તમે કોણ છો, કયાંના રહેનાર છો અને કયા જાઓ છો?

**આગેવાન મુસાફર**—અમે મુસાફર છીએ, ખાસ તમારા દરશનનો લાભ લેવા સારૂ આવ્યા છીએ. તમે ફકીર છો. ખુદાના વલી છો, તમે એકલા જંગલમાં પડયા રહો છો. તમો કોઇ જગોએ પૈસા ઉઘરાવવા જતા નથી છતાં સેંકડો મુસાફરોને અન્ન આપી તેમનો જીવ શાંત કરો છો, પરોપકાર કરો છો એ તમારી કરામત સાંભળીને તમને જોવાને સારૂ આવ્યા છીએ.

**સીદીમૌલા**—દેખો ભાઇ! કરામત ખુદાના નામનીજ; પરમેશ્વરે જે રચના કરી છે તેમાં કાંઇ ફેરફાર કરી શકતો નથી.

**મુસાફર**—વારૂ ઠીક છે! ત્યારે તમે આટલો બધો ખરચ કયાંથી પુરો પાડો છો! કરામત શિવાય એમ બને કેમ?

**સીદીમૌલા**—દેખો ભાઇ! આપવાવાળો એજ ખુદા છે. અને લેવાવાળો પણ એજ છે.

**મુસાફર**—આપવાવાળો ખુદા છે એ વાત ખરી પણ તે તમને દરરોજ આપે છે કે કેમ અને આપે છે તો તે શું આપે છે?

**સીદીમૌલા**—અરે ભાઇ! તમે તમારૂં કામ કર્યા કરો. ફકીરના કામનો પાર લેવાથી તમને શું હાંસલ છે?

**મુસાફર**—મને તમારા જેવા ઉપર દયા આવે છે એટલા માટે ખરી ખબર પુછું છું એમાં કંઈ ગરજ નથી.

**સીદીમૌલા**—( જરાક વિચારમાં પડીને ) અરે! દયા શી બાબતની?

**મુસાફર**—તમારે માથે એક મોટી આફત ગુજારવાની જેમાં તમારી જાતની ખુવારી છે.

**સીદીમૌલા**—(એકદમ ચમકીને અકડ બેઠો થયો ) કહો ભાઇઓ માહારી જાન લેનારને શું ફળ હશે?

**મુસાફર**—કંઇ પણ ખરી બાતમી લાગવાથી તે લોભ ઉપર ફસાયલા માણસો ગમે તેમ કરી બેસે છે.

**સીદીમૌલા**—એવી કંઇ પ્રકારની મારે માટે બાતમી કોઇને પણ મળી હશે.

**મુસાફર**—જો તમે સાચું બોલો તો તે વાત કહું અગર નહી કહો તો અમે અમારા રસ્તે ચાલ્યા જઈશું પછી તમે તમારો જાન બચાવવાને શક્તિવાન નહી થાઓ એ વાત તમે નક્કી સમજજો.

**સીદીમૌલા**—મ્હેં કોઈનું બગાડયું નથી. છતાં દરરોજ ઘરબાદા ખાતે ફકીરાની સેવા કરૂં છું ખુદાની બંદગીમાં મસ્ત રહું છું હું વસ્તીમાં પણ રહેતો નથી. મને કોઈની સામે રાગ દ્વેષ નથી. મારી પાસે કોઈ પણ ઠેકાણે છુપું ધન નથી, ફક્ત એક કપડું છે. પાણીને માટે આ તુંબડી છે. પાથરવાને મૃગ તથા વાઘનું ચામડું

છે, ખાવાને માટે બાજરીનો સુકો ટુકડો છે, પાણી પીવાને માટે ખુદાની મહેરબાની વર્ષા કરે છે. વાસણમાં ખાખરાનાં મોટાં પાદડાં છે. એકાંત જંગલનો અવાસ છે. તમારા જેવા મુસાફરોની ચાકરી કરૂં છું છતાં મારા ઉપર આફત લાવનાર ઘાતકી અને ક્રુર તથા ખુદાનો ગુનેગાર એવો કોણ હોવો જોઈએ.

**મુસાફર**—(ફકીરનું આ પ્રમાણે વાકય સાંભળી મુસાફર શરમિંદો થઈ જરાક નિચી નજરે જોઇને વિચાર કરીને ફરીથી બોલવા લાગ્યો) અરે સીદીમૌલા ! તમે જગલમાં રહીને આટલું બધું કરી શકો છો તેના માટે કોઇને પણ અગતયબીથી શક આવવોજ જોઇએ એવો વિચાર તમે કેમ કરતા નથી ?

**સીદીમૌલા**—ઓ મુસાફર ! તમે જે કહેના હશો તે વાત વ્યાજબી છે પણ હું ખુલાસો માગું છું કે તે વાત ખરેખરી મને કહી દ્યો.

**મુસાફર**—તમારી પાસે પારસમણી છે તેથી કરીને તમે સેંકડો મણસોનું બનાવીને ફકીરોની સેવા કરો છો એ તો તમે ઠીક કરો છો પણ તે વાતની દિલ્હીના પાદશાહ અલ્લાઉદીનને ખબર પડી છે તે અત્યારે તમારા ઉપર છાપો મારીને તમારો નાશ કરી તે પારસમણી લઈ જવાના છે માટે તમારી મદદે અમે આવ્યા છીએ. જો તે પારસમણી હોય તો તમે અમને બતાવો—જો કે તે મણીનો અમારે કંઈ પણ ઉપયોગ નથી. પણ તે અમને બતાવીને તમે તમારી પાસે રાખો પછી તેની અમને ખાત્રી થાય તો અમે તમને તમારા બચાવ માટે મદદ આપીએ.

**સીદીમૌલા**—(જરાક હસીને) અરે ભાઇ! એ બધી વાત ગલત છે; વાત કહેનાર અને સાંભળનાર ઝખ મારે છે. અમને

મરવાનો ડર નથી. જન્મ થયો છે ત્યારથી નિશ્ચય છે કે વહેલું મોડું મરવું છે, તે નિર્દય અને લોભી તથા ખુની અલ્લાઉદીનને હું બીલકુલ ગાંઠતો નથી. એમ કહીને તેને આંખ્યો ક્રોધથી લાલ થવા આવી અને ત્વરાથી ઉભો થઈ એક કમાન પચાશ તીરનો ભાથો લીધો. ભાથો પીઠ ઉપર ચઢાવી દીધો. અને કમાન હાથમાં પકડી. તે વખતે તેના બન્યો સાથી સીદી ફકીરો પણ તેજ પ્રમાણે હથિયાર સજ્જ થઇને બેઠા. તેમાંનો એક ફકીર બહાર નીકળીને એક ઢોલ હતું તે તેણે ઘણા વેગથી તથા જોરથી વગાડવા માંડયું–ઢોલ વાગતાજ આજુબાજુની ઝુંપડીયોમાંથી બસેં ફકીરનો કાફલો, ઢાલ તરવારની સાથે તથા તીર અને કમાનની સાથે સજ થઇ આવવા લાગ્યા, મુસાફર આગેવાન પોતાની સાથેના કાફુરને નેત્ર પલ્લવીથી ઇસારત કરી એટલે તુરત ઉભો થયો એટલે મુસાફરને આગેવાન ઉભો થયો, સીદીમૌલાએ ઉભા થવાનું કારણ પુછ્યું તે વખતે જવાબ આપ્યો કે, અમે અમારે માર્ગે ચાલ્યા જઇશું. અમે સાંભળેલી વાત તમને વિદિત કરી છે. હે સીદીમૌલા! તમે ધર્માત્મા છો તેથી તમારો જરૂર જય થશે. તમે ખુદાના વલી છો. તમે ફકીરોનું પાલન કરનાર છો. માટે તમારા ઉપર ખુદા ખાસ મેહેર કરશેઃ અમે તો તમારા ભલા માટે કહ્યું છે.

**સિદીમૌલા**—એ મુસાફરો! તમે આ મકાન જોયું છે, કદી કોઇ વખત આવતા જતા આ રસ્તે થઇને જાઓ ત્યારે ઝુંપડી પવિત્ર કરજો.

**મુસાફર અગેવાન**—બહુ સારૂ. એમ કહીને તે મુસાફર પોતાના પાંચ સાત માણસો વેશધારી બનેલા હતા તે ઝડપથી વેગ સાથે ડુંગરની ખીણમાં અલોપ થઇ ગયા. થોડીવાર થઇ એટલે ઘોડા

ઉપર સ્વાર થઇ લશ્કર સાથે સીદીમૌલાની ઝુંપડી આગળ ઘેરો ઘા-
લેલો જણાયો જેમાં આગેવાન કાફુર અને અલ્લાઉદીન બાદશાહ હતો.
આ વખત સૂર્ય અસ્ત થવાનો વખત નજીક હતો. સરાસરી ત્રણ
ઘડી દીવસ રહેલો હશે. ડુંગરના ઉંચાં શિખરોની પાછળ સૂર્ય નમ્યો
હતો તેથી સાંયકાળને સમય જલદી નજીક આવતો જણાતો હતો.
પક્ષિયો પોતાનો ખોરાક લેવાનું કામ અટપી ઉચાં તથા વીસ્તાર-
વાળાં વૃક્ષ ઉપર નિવાસ કરવા લાગ્યાં હતાં. ચારે બાજુ સીંહાદ્રી
પર્વતના શીખરો આકાશને ભેદી ઉંચાં ગયેલાં હતાં તે વચમાં મોટું
મેદાન હતું, આ તરફ સીદીમૌલાના ફકીરો નવીન આવેલા મુસાફ-
રોએ આપેલી ચેતવણીથી હથીયાર સજી તૈયાર થયેલા હતા. તે
તમામ ફકીરોમાં જુદી જુદી જાતના મુસલમાન ફકીરો હતા. તેમાં
ધર્મચુસ્ત અને અલ્લાહની ખાતર પોતાનો જાન બખસનાર તથા
પોતાના ઉસ્તાદ માટે માથુ આપનાર કેવળ નિમકહલાલ પચાસ
ફકીરો સીદીજાતના સીદીમૌલાના ખાસ પ્યારા હતા તે સીદીમૌલાની
ઝુંપડી આગળ મેદાનમાં ઘણા ઉમંગની સાથે ઉભા રહેલા હતા.
સીંહાદ્રી પર્વતની તાજી હવા લેનારા બેફિકરા અને મસ્ત હસ્તા તેઓ
ઘણા મજબુત હતા, તે સત્ય બોલનારા અને દયાળુ .ફકીર હતા,
ફકીરનો ધર્મ યુદ્ધ કરવાનો કે મારવા મરવાનો નથી એમ તેઓ
સમજતા હતા તોપણ તેઓ પોતાના ઉત્સાદ ઉપર આવેલી આફતનું
નિવારણ કરવાને પોતાના જાન બખ્સવા વાર લગાડે તેવા નહોતાં;
તેઓ નિશ્ચિતપણે પર્વત પ્રદેશમાં મસ્ત હાલનો પ્યાલો પીનારા હતા
તેથી તેમના અંગમાં ઘણી તાકાત હતી. તેની સાથે તેમને મળવાનો
બીલકુલ ભય નહોતો. તેઓ પોતાનો જાન બચાવવાને કોઇ પ્રકારે
પણ સંધી કરવી એમ સમજ્યાજ નહોતા, ખુદાને માટે તથા ઉસ્તા-

દને માટે માથુ આપવું એજ બોધ તેમના અંતઃકરણમાં ફેલાઇ રહેલો હતો. આવા પ્રકારના ફકીરો હથીયારથી સજ્જ થએલા પોતાની સન્મુખ શત્રુઓનું સૈન્ય જોઇને અડગ રહેલા ઉસ્તાદનું રક્ષણ કરવાને માટે તૈયાર થઇ રહેલા હતા. એટલામાં એક સ્વાર સામેના લશ્કરમાંથી સીદીમૌલાની ઝુંપડી આગળ આવ્યો અને તરત ઉતરીને સીદીમૌલાના આગળ આવીને તેના હાથમાં એક પત્ર આપ્યો જેમાં ફારશી લીપમાં લખેલું હતું.

સીદીમૌલાએ તે પત્રનું પરબીડીયું તોડીને કાગળ વાંચવા માંડ્યો તેમાં નીચે પ્રમાણે લખ્યું હતું.

દીલ્હી તખ્તનશિન બાદશાહ અલ્લાઉદીન તરફથી સીદીમૌલાને આ ઉપરથી ખબર આપવામાં આવે છે કે તમારી પાસે પારસમણી છે તે તમે તમારી જાન બચાવવાની આશા રાખતા હો તો તુરત અમારે સ્વાધીન કરો, તે પારસમણી અમને સ્વાધીન નહી કરો તો તમને ખુદાનો રસ્તો બતાવી પડાવી લેવામાં આવશે.

આ પ્રમાણે મતલબ વાંચી સીદીમૌલાએ આવેલો સ્વાર કે જે બાદશાહનો એક્કો હતો. તેને ક્રોધથી તુપ્ત થયેલો ફકીર કહેવા લાગ્યો કે અમારી પાસે તો ખુદાના નામરૂપી પારસમણી અમારા અંતઃકરણમાં છે તે બહાર નીકળી શકે તેવું નથી. જાઓ અને તમારા બાદશાહને કહો કે તમારા જેવા સાહસ કામ કરનારનું કદી પણ ભલું થવાનું નથી. અમે કહીએ છીએ કે અમારી પાસે પારસમણી નથી તેમ છતાં તમે વહેમ લાવીને જ્યારે તે વાત નહિ માનો તો તેનો ઇલાજ નથી. અમે લડવાની ઇચ્છા રાખતા નથી. તમે ખુદાને વાસ્તે જેવા આવ્યા છો તેવા હુજ્જત કર્યા વીના પાછા ચાલ્યા જાઓ મારી પાસે તેમાંનું કાંઇજિ નથી, એ વાત સત્ય માનજો.

**એકકો સ્વાર**—તમારૂં કહેવું બાદશાહ માનશે નહી માટે જો તમારૂં ભલું ઇચ્છો તો તમે પારસમણી આપો-શા માટે તમે તમારા જાતનો નાશ કરવા ઇચ્છો છો.

**સીદીમૌલા**—અરે ભાઈ! ખુદાને માટે સાચે સાચુ કહીએ છીએ.

**એકકો સ્વાર**—હું તમને કહું છે કે તે વાત બાદશાહ કબુલ નહી કરે જરૂર તમારી સાથે લડાઇ કરશે.

**સીદીમૌલા**-મરના હક્ક કે જીના જૂઠ હે.

**એકકો સ્વાર**-બહુ સારૂ જેમ તમારી મરજી એમ કહીને સામેના લશ્કરને કુરનશ બજાવીને બાદશાહને તમામ હકીકત વિદિત કરી કે તરત રણતુર વાજીંત્ર વાગવાની શરુઆત થઈ અને લશ્કર ઝુંપડી તરફ આવવા લાગ્યું-આ તરફ યા અલ્લાહ હજરતપીર એવો એકેવારે ફકીરોના ટોળામાંથી શબ્દ નીકળવા લાગ્યો અને મ્યાનમાંથી તલવાર ખેંચીને ફકીરોનું ટોળું આવેલા લશ્કર સામે તૈયાર થઈ ગયું. બાદશાહનું લશ્કર પાયદલ શુરા સીપાઇઓ ઢાલ તલવાર લઈ સામે થઈ ગયા એકદમ સામસામે લથબથ અડોઅડી ભેડમભેટ થવા લાગી યા અલ્લાહ એવા શબ્દની સાથે વીઘુત જેવી ચળકતી તલવારના ઘાવ એક બીજાની કાંધ ઉપર પડવા લાગ્યા. તલવારના એકજ ઝટકાની સાથે એકેક એકકો જમીન ઉપર પડવા લાગ્યા. સરાસરી ત્રણ કલાક સુધી લડાઇ અંધારામાં સંપૂર્ણ થઈ તમામ ફકીરો તલવાર નીચે નીકળી ગયા અને મરણ પામ્યા, બાદશાહના લશ્કરમાંથી બસેં ફકીરો તલવારના બળ વડે કરીને પાંચસે પાયદલ કપાઇ ગયું. એવામાં એક તીર પડખામાં સીદીમૌલાને વાગવાથી તે પણ અવાચક થઇ જમીન

ઉપર પડયો. એ સમયે ફકીરોમાંનું કોઇપણ રહ્યું નહીં-યા અલ્લાહ શબ્દની સાથે પાદશાહી લશ્કર જે શેષ રહ્યું હતું તે તથા બાદશાહ અલ્લાઉદ્દીન અને કાફુર તથા સીદીમૌલાના શબ આગળ ઉભા રહ્યા. રાત્રિનો વખત હોવાથી ફાનસોમાં અજવાળુ કર્યું હતું તે અજવાળાની સીદીમૌલાની ઝુંપડીમાં તમામ જગોએ તપાસ કર્યો તથા આજુબાજુ બારીક નજરથી જોયું પણ પારસમણીનો પત્તો લાગ્યો નહી. સીદીમૌલા જ્યાં પડયો હતો ત્યાં તેને તપાસ્યો તે વખતે તે જાણે મરી ગયો હોય તેવો શબવત થઈ ગએલો હતો તેનાં તમામ કપડાં વીગેરે તપાસ્યાં છતાં તેમાંથી પણ કાંઇ નીકળ્યું નહી. તેની ઝુંપડીની અંદરની તમામ જમીન ખોદી નંખાવીને તપાસ કર્યો તો પણ તેથી કંઇ વળ્યું નહિ. છેવટે નિરાશ થઇને ત્યાંથી રાતોરાત કુચ કરીને ચાલવાં માંડ્યું: પારસમણીનો પત્તો નહી લાગવાથી તથા સીદીમૌલા જેવા ફકીરનો નાશ તેમાં પોતાના કેટલાંક માણસો કપાયાં તેથી કરીને અલ્લાઉદ્દીન પસ્તાવા લાગ્યો-સીદીમૌલા જેવા ધર્માત્માને માર્યો તેથી તે કામ અઘટીત કર્યું છે તથા તે દયાજનક છે એવો વિચાર અલાઉદ્દીનમાં કદી પણ આવ્યો નહોતો પણ તે માત્ર પારસમણી પામ્યો નહી તેટલાજ માટે નિરાશ થયો હતો. છેવટે આ પ્રમાણે રમણ ભમણ કરીને દિલ્હી તરફ વળ્યો.

---

# પ્રકરણ ૫ મું.

## ભયંકર રાત્રીમાં એક અજાણ્યો મુસાફર.

### શિખરીણી.

અનાયાસે ભાસે, વિકસિત પ્રકાશે વળિ ખસે,
વિકાસે ને નાસે ક્રમ વાસે વળિ ફસે.
ફના દીસે જ્યારે, ગુણીજનન વિચારે ઉર મહી,
દિસે મિથ્યા સર્વે, સત ચિત વિના કાંઇજ નહી.

સીદીમૌલાના તમામ માણસો મરાયા; સીદીમૌલા પણ મર્ણ પામ્યો છે એમ સમજીને લશ્કરની ટુકડી ચાલી ગઇ હતી, આ વખતે રાત્રીના દશ વાગ્યાનો સુમાર હતો: આજની રાત્રી મહા ઘોર અને ભયંકર જણાતી હતી. રાત્રીએ ફરનારા પક્ષીઓ ઘુડ, ચીબરીઓ શીયાળ વીગેરે જમીન ઉપર પડેલાં મડદાને ચુથતાં હતાં, કેવળ અંધારૂં હતું. ચારે બાજુ સિંહાદ્રી પર્વતની ઉંચી શીરાઓના મધ્ય ભાગમાં ઝડપથી લથબથ થએલું ધાડુ જંગલ હતું તેમાં ઘણી જગોએ ટેકરા ટેકરી અને ઉંડી ખીણો હતી. તે ખીણમાં ક્રુર પ્રાણિયોનો નિવાસ હતો. પવનનો સપાટો ધાડુ જંગલની વનસ્પતિયોનો સ્પર્શ કરીને મંદમંદ ચાલતો હતો, સાગનાં વૃક્ષનાં પાંદડાનો ખડખડાટ સંભળાતો હતો. કેટલાક ન્હાના પ્રાણિયોની આવજા સંહાર થએલાં મડદાં ઉપર થતી હતી, માંસહારી પશું પક્ષી વીગેરેનો કોલાહાલ રણસંગ્રામમાં પડેલા મડદા ઉપર થઇ રહેલો હતો. તે જગાએ ચીત્તા તથા દીપડાઓ અકેક મડદુ તાણી તાણીને નીચેની ખીણમાં લઇ જતાં હતા. આ વખતે હિંસક પ્રાણીને દીવાળીનો દિવસ હતો. કેવળ નિર્જન

વન હતું. કોઈપણ ફકીર બચ્ચો સીદીમૌલાની મરતી વખતે સાર-વાર કરવાને રહ્યો ન હતો. તે સીદીમૌલાની ખાતર તમામ ફકીરોએ પોતાનો પ્રાણ લડાઇમાં ખોયો હતો. ફક્ત સીદીમૌલામાં થોડાક વખતને માટે પ્રાણ રહ્યો હતો. તેને પડખામાંજ તીર વાગ્યું હતું તે તીરથી તેનાં પાંસળા વીંધાઇ ગયાં હતા પણ તે ઘણો મજબુત હોવાથી તેના શરીરનો આત્મા ખસ્યો નહોતો. પણ તે કેવળ બેભાન હતો. હવે તે મરવાની અણી ઉપર હતો. તેના કંઠ પાણી વિના સુકાઇ ગયા હતા. તેને પીવાની ઘણી ઇચ્છા હતી. કોણ પાય! તેણે હજારો માણસોને અન્નદાન કરીને તૃપ્ત કર્યા હતા પણ આ વખતે કોણ પાય! તેનામાં નેત્રનું પોપચુ ઉચું કરવાની શક્તિ રહી નહોતી તો પણ તેનામાં સ્મર્ણશક્તિની પ્રજ્ઞા રહી હતી. અનાયાસ કુદરતી ક્રિયાએ કરીને નેત્ર ખુલ્લાં થયા તે વખતે પુર્ણ અંધકાર જણાયો. પોતે પત્થર કાંકરા મિશ્રિત ખરબચડી જમીન ઉપર પોતાની ઝુંપડીથી થોડે દુર પડયો છે એમ તેને જણાયું. જ્યારે તેણે ધારીને જોયું તે વખતે એક ઘોડા ઉપર યુવક સ્વાર દીઠો. તે વખતે સીદીમૌલાએ યા અલ્લાહ એવો ઉચ્ચાર કરીને સ્વાર પ્રત્યે બોલવા લાગ્યો.

**સીદીમૌલા**—( સ્વાર પ્રત્યે ) તમે કોણ છો? શું અલાઉદીનનો સ્વાર છે કે? જો તે તરફનો હોય તો હવે તારી તલવારથી મારા શરીરમાંનો પ્રાણ દુર કરી દે, શા માટે વાર કરે છે. કેમકે હું નાહક દુઃખી થાઉં છું.

**યુવકસ્વાર**— તમે અલાઉદીનને કેમ યાદ કર્યો, શું તમને તેના તરફથી ઇજા થઇ છે કે?

**સીદીમૌલા**—હા, તેણે તમામ ફકીરોનો નાશ કર્યો છે. તું પણ તેનો જ સ્વાર છે એમ જણાય છે. તું શું જુવે છે, હવે હું બચવાનો

નથી, મારામાં ઉઠવાની શક્તી નથી, મ્હારામાં જેટલી શકતી હતી તેટલી શક્તીથી ઘણા પાયદલોનો આ તલવારથી જાન લીધો છે, હવે હું ખુદાની શેવામાં જાઉં છું.

**યુવકસ્વાર**—જો તમને મારા બોલવા ઉપર ભરોસો હોય તો હું તમને કહું. નહી તો તેમાં સાર નથી. કેમકે તમે આ વખતે બહુ દુખી છો તમને તમારા છેવટના પરીણામમાં અલાઉદીન તરફથી થએલી ખુવારીનોજ ભાસ દેખાય છે માટે તમે આ પ્રમાણે બોલો છો.

**સીદીમૌલા**—હા એ વાત ખરી છે. હું છેતરાયો હતો. પ્રથમ મુસાફરના વેશથી જેઓ મારા તરફ મારી મુલાકાત લીધી હતી તેઓ અલ્લાઉદીનની ટુકડીમાંના હતા. મારા મનનો પાર લઇને પછીથી તેઓએ એકાએક હલ્લો કર્યો છે પણ એટલું સારૂં થયું કે તમોએ મને ચેતાવ્યો હતો.

**યુવકસ્વાર**—આટલો બધો ખુન અને મારામારીનો પરીણામ શાથી થયો ?

**સીદીમૌલા**—તમે કોણ છો તે જ્યારે કહેશો ત્યારે તમને મારી વાત કહીશ.

**યુવકસ્વાર**—વીલાસનગરના રાજા અમરસિંહનો પુત્ર હું પૃથુ નામનો રજપુત રાજકુંવર છું; મારા પિતાજી સાથે કોઇક વાતમાં તકરાર થવાથી હું તે હદ છોડીને પ્રદેશ ફરવા નીકળી પડયો છું. પ્રવાસી છું, મુસાફર છું, રસ્તો ચુકવાથી આ તરફ આવી પડયો છું. માટે તમે નિર્ભય રહો. હું તમને ઓળખી શકતો નથી તમે કોણ છો! અને મરવાની અણી ઉપર ઘાયલ કેમ થયા છો!

**સીદીમૌલા**--(શાંત થઇને) અરે ભાઇ! આ ભૂમિ તમારા રાજ્યથી બહુ દુર નથી. પણ સુમારે સો કોસ દુર છે તમારા પીતા-

જીને ઓળખું છું તેઓ મારા ઉતારા ઉપર બે ત્રણ વખત આવી ગયા છે તેમની પરોણાગત સારી પેઠે મ્હેં કરી છે. મારૂં નામ સીદીમૌલા છે.

**પૃથુ**—અહો! તમે સીદીમૌલા! (એમ કહીને ક્ષણવાર સ્તબ્ધ થયો.)

**સીદીમૌલા**—ભાઇ! હવે આ શરીર ત્યાગ કરવાને થોડીજ વાર છે અને મારા અંતઃકરણ સુધી પાંસળાને કોરીને કારી ઘાએ અસર કરી છે તેથી મારો બચાવ થવાનો નથી.

**પૃથુ**—સાંઇ મૌલા! તમને મ્હેં કદી પણ જોયા નહોતા મારા પિતાજી મારી બાલ્યવસ્થામા એટલે મારી ઉમ્મર સુમારે બાર તેર વરસની હશે તે વખતે વાત કરતા હતા કે સીદીમૌલા નામનો ફકીર દયાળુ અને સત્યવક્તા છે તે હરકોઇ જાતના ફકીર અને હીંદુ વર્ગના સાધુની રહેણી તથા કરણી જોઇને તેની આગતા સ્વાગતા કરે છે, તમારા ઉત્તમ ગુણનો મહિમા ઘણો દુર દેશાવર સુધી ફેલાઈ ગયો છે, આ વાત હું પુર્વે સાભળતો હતો, મારા મનમાં તે ઉપરથી વીચાર થતો હતો કે તેમને જોવાને કયારે અવસર મળે! અરે હું કેવો ભાગ્યહીન કે જ્યારે તમે મહને મળ્યા ત્યારે તમારી આખર સ્થિતિ! શિવ શિવ શિવ—

**સીદીમૌલા**—કોઇ પણ નિમિત્તથી મૃત્યુ તો છેજ માટે તેનો શોક શો! કહેવત છે કે મરના હક્ક હૈ.

**પૃથુ**—(નીચો પડીને) હવે હું "આપની સારવાર" શું કરૂં! મને શી આજ્ઞા છે! આપને પાણીની તરસ લાગી છે, તેને માટે લ્યો આ પાણી (એમ કહીને આપે છે.)

**સીદીમૌલા**--( સુતો સુતો પાણી પીએ છે પછી ) ભાઇ તારૂ કલ્યાણ થશે. આ વખતે તારા શીવાય મારી પાસે કોઈ નથી, પુર્વનો સંસ્કાર ભાવીબળ યોગે કાંઈક તારાથી જોડાયેલો હશે. એમ નક્કી થાય છે મને આ પથ્થરવાળી લડાઇના મેદાનની જગોમાંથી ઉચકીને મારી ઝુંપડીમાં તું મુકે તો ઠીક.

**પૃથુ**--મહારાજ! જેવી આજ્ઞા. આપનો સેવક તૈયાર છે. એમ કહીને તેણે પોતાનો ઘોડો એક ઝાડના મુળ સાથે બાંધીને સીદીમૌ-લાને હરકત પડે નહી તેવી રીતે ઉઠાવીને ઝુંપડીમાં મુકયો.

**સીદીમૌલા**--( સંપૂર્ણ દુખથી ઘેરાયેલો અર્ધ નેત્ર મીંચાયલાં છતાં સ્મરણ શક્તીના બળથી ફરી બોલવા લાગ્યો ) પૃથુસિંહજી ! આ વખતે તમને ઘણી તસ્દી આપવી પડે છે, તો પણ હું એટલું તો સમજ્યો છું કે પૂર્વનો કોઈ સંસ્કાર તમારા પ્રત્યે માહરો છે મારી મર્ણશૈયા ઉપર જે હાજર હોય તેજ માહારો સુહૃદ સમજું છું. તેજ માહારા આત્માને આશ્રય સુખ આપનારા સમજ્યો છું. ભાઇ તારા કરતાં આ વખતે હું કાંઇ પણ પ્રિય વસ્તુ સમજતો નથી. માટે હું તને છેવટે એક વાત કહું છું તે તું સાભળ.

મહારી ઝુંપડીથી દક્ષીણ દીશા તરફ એટલે ઝુંપડીથી પુણાબસેં હાથ છેટે એક ધોળો આકડો છે તે આકડો ફક્ત એકજ છે, તે આકડાના થડમાં ત્રણ ચરૂ સોનાની અશરફીયોથી ભરેલા છે એકંદર પાંચ ચરૂ હતા તેમાથી અત્યાર સુધી બે ચરૂ ફકીર લોકોને અન્નદાન કરવામાં વાપર્યા છે હવે ત્રણ ચરૂ રહ્યા છે દરેક ચરૂમાં એકમાં એક એક લાખ અશરફી છે. દરેક અશરફી પંદર રૂપીયાની કીંમતની છે સરાસરી અડધા કરોડ રૂપીયા સુધીનો અવેજ તે ત્રણ ચરૂમાં છે-હે પ્રિય પૃથુ ! તે તમામ હું તને બક્ષિસ કરૂં છું; જ્યારે તને અનુકુળ આવે

તે વખતે બતાવેલા નિશાન આગળથી તે દ્રવ્યનો સારો ઉપયોગ કરજો હવે માહારો આત્મા મુક્ત થશે હવે ઘણીવાર નથી તે પહેલા હું તને એટલું કહું છું કે-આ માહારૂ શરીર જ્યારે આત્મા રહિત નિર્જીવ હોય તે વખતે આ સન્મુખ જે ચાર લિંમડાના ઝાડ છે તે ચાર લીંમડાના ઝાડની મધ્ય ભાગમાં મ્હેં મારી કબર ચણાવી મુકી છે. મારી કબરના જોડે મારા ઉસ્તાદની કબર છે; તે ઉપર લીલા રંગનું મોટું કપડું ઢાંકયું છે તે તરફ નહી જતાં તેના નજીક જે કબર ઉપર સફેત કપડું છે તે માહારી કબર છે. તે કપડું ઉઠાવીને છેક ઉપરની એક સંગેમરમરના પથ્થરની છાટ છે તે પરીશ્રમ કરી ઉઠાવશો ત્યારે અંદર તમામ સફાઇદાર પોલાણ માલુમ પડશે તેમાં મને ગોઠવજો. માથુ કબર ઉપર એક બાજુએ ગોળાકાર નીશાનનો એક પિલ્લર બનાવ્યો છે તે તરફ ગોઠવજો. આ પ્રમાણે ઘણી દઢતા રાખી ને સીદીમૌલાએ પૃથુને ખુલાસો આપ્યો—થોડીક વાર થઈ એટલે સીદીમૌલા બોલતો બંધ થઇ ગયો, થોડીકવાર સુધી જ્યારે તે બોલ્યો નહી ત્યારે પૃથુએ તેના શરીર આગળ દીવો લઇને તેને તપાસ્યો ત્યારે તેનાં નેત્ર ખુલ્લાં હતાં પછી તેનો આત્મા શરીરમાંથી ખશેલો જણાયો.

આ વખતે સુમારે અર્ધ રાત્રી વીતી ગઇ હતી કેવળ કાળરાત્રીએ તો પણ ચાલે, પૃથુ આમ તેમ જોવા લાગ્યો પણ શું દેખાય ! ચારે તરફ નિર્જન વન હતું, હિંસક પ્રાણીના પોકાર વિના બીજુ કંઈ જણાતું નહોતું; પૃથુ હાથમાં દીવો પકડીને ઝુંપડીમાંથી ચારે તરફ જોવા લાગ્યો. તે શું જોતો હતો ! આ વખતે તેને વિશેષ અજવાળાને માટે તેલની જરૂર હતી, તે તેણે જ્યારે જોયું ત્યારે એક ખુણમાં ત્રણ મોટાં ફાનસ નજરે પડયાં તે ફાનસમાં ગોળ વાડકીયોમાં

દીવેલ ભરી મુકેલું હતું તે તેણે યુક્તિથી ત્રણ ફાનસમાં દીવો પ્રગટાવી તૈયાર કર્યાં. પ્રથમ તો તેણે વીચાર કર્યો કે હવે આ સીદીમૌલાના શબની વ્યવસ્થા કરવી જોઇએ. એમ વીચાર કરીને જે દીવો હતો તે ઝુંપડીમાં શીદીમૌલાના શબ નજીક ગોઠવ્યો, પછી ત્રણ ફાનસ હાથમાં લઈ તે ઝુંપડીનાં કમાડ મજબુત વાસ્યાં. પછી બતાવેલી કબરની જગો નજીક હતી. તે ચાર લીમડી અને ઝુંપડીના મધ્ય ભાગમાં જેટલો અંતર હતો તે અંતરમાં અજવાળાને માટે બે ફાનસ રસ્તામા ગોઠવ્યાં અને ત્રીજુ ફાનસ લીમડીયોના જથામાં કબર પાસે મુકયું. એટલુ કામ કરી ફરીથી પાછો આવીને તે પૃથુએ ઝુંપડીમાં પ્રવેશ કર્યો, આ વખતે પૃથુએ પોતાનાં બીજાં હથીઆર તે ઝુંપડીમાં મુકી દીધાં. ફક્ત ઢાલ અને કમરપટામાં પોતાની તલવાર ભરાવી દીધી. કમરમાં જમૈયો અને કટાર ગોઠવી દીધાં હતાં પોતે એકલો હતો. તોપણ તે ગભરાયો નહોતો તે શરીરે પ્રચંડ ઉંચો અને મજબુત હતો. તેણે બાલ્યાવસ્થામાંથી જ કસરતનો ઉત્તમ અભ્યાસ રાખ્યો હતો. તો શરીરમાં કેટલી શક્તિ હતી! તેના માટે તેનું વખાણ વીર પુરૂષો કરતા હતા તેના મનમાં સાહસ કૃતનો ભંડાર હતો તે કેવળ નીડર હતો. ભય પદાર્થ શો છે તે તો યાદજ નહોતું પણ તેનામાં વિવેક અને વિદ્વતા ઉત્તમ હતી, એવો પરોપકારી પૃથુ આ વખતે સીદીમૌલાના શબ આગળ ઉભો રહ્યો છે. અને તે બે શબ્દ સીદીમૌલાના શબ પ્રત્યે બોલવા લાગ્યો.

અહો સીદીમૌલા ? તમારા શરીરમાં જે તત્ત્વ હતું તે તત્ત્વને ધન્ય છે કે તમારા શરીર માર્ફતે ધર્મ કૃત્ય કરાવ્યું છે. તમારા જેવા ઉદાર, અને પરોપકારીના શરીરને સ્પર્શ કરી સેવા બજાવવી એ પણ એક સાર્થક સમજું છું એમ બોલીને પોતાના બન્ને બળવાન હાથથી

સીદીમૌલાના શબને અધર ઉચકી લીધું અને તુરત અતિ વેગથી ચાર લીંમડીયોના મધ્યમાં કબર પાસે જઇને મુકયું.

કબર ઉપર જે સફેત કપડુ હતું તે તેણે ઉપાડયું અને તે કબર ઉપરનો ગોઠવેલો સફાઇદાર પથ્થર જે સંગેમરમરનો હતો તે ખસેડવાનો પ્રયત્ન કરવા લાગ્યો તેટલામાં તેને બે ત્રણ માણસો બોલતા બોલતા આવતા હોય તેવો ગણગણાટ લાગ્યો થોડીકવાર થઇ એટલામાં ત્રણ માણસો ખુલ્લી તલવારથી તે કબર આગળ ધસી આવતા જણાયા, અને કહેવા લાગ્યા કે અરે ચોર ! ઉભો રહે, શું કરે છે ! હજુ અમારે કેટલોક તપાસ કરવાનો છે, આ કબર તમામ ખોદીને અંદર જે કંઈ હોય તે જોવાનું છે. આ શબને અંદર દાખલ કરવાનો અધિકાર નથી—દુર રહે. નહી તો આ તલવારથી તાહરો નાશ કરવામાં આવશે.

સીદીમૌલાના શબની વ્યવસ્થા કરવાનું કામ પૃથુએ આ વખતે બાજુ ઉપર મુકી પોતાની ઢાલ હાથમાં લીધી અને તલવાર જમણા હાથમાં પકડી સન્મુખ ઉભો રહ્યો. પોતે એકલો હતો તો પણ હથિયારથી સજ્જ થએલા ત્રણ બળવાન અને કદાવર એક્કાઓને જોઇને પૃથુ ડર્યો નહીં પણ ગર્જના કરીને બોલ્યો કે તમે કોણ છો ? તમારે આ કામમાં દખ્ખલ કરવાની જરૂર શી છે ! મરેલા માણુસની યોગ્ય વ્યવસ્થા કરનારને શાબાશી ઘટે છે છતાં તમે કેમ અટકાવો છો ? તમે મુસલમાન થઇને સીદીમૌલાના શબને દફન કરવા દેતા નથી એથી તમે ખુદાના ગુનેગાર થાઓ છો, તમારા જેવા અધમ અને પાપીષ્ટ કોણ !

**આવેલા માણસો**—ત્હારે તે બાબતની પંચાત શી છે ! તું અહીંથી બહાર નીકળ.

પૃથુ—સીદીમૌલાની સાથે હું વચનથી બંધાયો છું માટે તે કામ માહારેજ કરવાનું છે.

આવેલા માણસો—જો તું કબરને હાથ લગાવીશ તો આ તલવારથી તારૂ માથુ દુર થશે.

પૃથુ—હરકત નહી, હું રજપુત છું. વચન પાળવામાં જેટલી વિપત્તિ ભોગવવી પડે,તેટલી વિપત્તિને જોઇને હું ડરતો નથી.

અવેલા માણસો—ચાલ તૈયાર થા. જો તારામાં બળ હોય તો તું પ્રથમ હથીઆરનો ઘા કર.

પૃથુ—જો તમે તમારા બળનો અભિમાન ધરાવતા હો, અને એમજ ધારતા હો કે અમે લઢવામાં કુશળ છીએ તો તમે એક એક વારાફરતી મારી સાથે યુદ્ધ કરો તો જાણું હું કે તમે શૂરા છો નહી તો કુતરાની માફક એક ઉપર વિશેષ પડીને હલ્લો કરે એ કાંઇ શુરાતન કે યુદ્ધ કરવાનો સત્ય ધર્મ કહેવાતો નથી.

આવેલા માણસો—એવી રીતથી અમે બંધાયલા નથી જેવો દાવ પડે તેવો ખેલ કરવાને અમે બંધાયા છીએ એમ કહેતાની સાથે એક એક્કાએ તલવારનો ઘા પૃથુ ઉપર કર્યો તે બચાવીને પૃથુએ તે એક્કા તરફ ઘા કર્યો એમ દાવપેચ અંધારામાં ચાલે છે એટલામાં બાકીના બે માણસો એકદમ તુટી પડ્યા. બધા મળીને તલવારનો ઘા પૃથુ ઉપર ચલાવવા લાગ્યા, આ વખતે પૃથુ ઘણો ચાલાક હતો. જેવો પૃથુ ચાલાક હતો તેવા આ ત્રણ એક્કા પણ બળવાન અને યુદ્ધમાં કુશળ હતા. તેથી આ વખતે પૃથુનો બચાવ થવો ઘણો મુશ્કેલ હતો, તેઓએ ત્રણે મળી એકી સંગાથે એકદમ હલ્લો કર્યો. પૃથુને

વચ્ચોવચ્ચ ઘેરી લીધો. ઢાલના આધારથી પટાપેચ દાવની સાથે પૃથુએ ચારે તરફ તલવાર ફેરવવા માંડી, પૃથુની ઢાલ ઉપરા ઉપરી તલવારના ઘાવ પડ્યા હતા, પણ હવે બચવાની આશા થોડી રહી હતી, આ પ્રમાણે ખરેખરી લડાઈ ઝામી રહી છે તેટલામાં એક બહાદુર યોદ્ધા અનાયાસ તલવાર ખેંચીને વચમાં કોઈક નવિન માણસ આવ્યો તેણે ચાલાકીથી ખબરદાર ખબરદાર ! એક રજપુત શુરવીર ઉપર તમે ઘાવ કરનાર અધર્મિયોનો નાશ કરૂં છું, એમ કહેતાની સાથે ચાલાકીથી પાછળ આવીને બે એકકાઓને ઝખમ કર્યા જેવા તે બે એક્કા દુર ખસ્યા તેવોજ પૃથુ લાગ જોઇ એક એક્કા ઉપર ધસ્યો અને તેનુ માથુ ધડથી દુર કર્યું. બાકીના બે ઘાયલ થએલામાં એકને નવિન મુસાફરે પોતાની વચમાં ઘેર્યો જે એક્કો ઘેરાયો છે તેનું બળ પ્રથમ વાગેલા ઘાથી હઠી ગયું છે તેથી તે પોતાનો બચાવ માગતો હતો. તે વખતે પૃથુએ કહ્યું કે હું સાચેસાચું બોલ તું કોણ છે તે સાંભળી ઘાયલ થએલા એક્કાએ જવાબ આપ્યો કે અલ્લાઉદીન પાદશાહના ખાસ વિશ્વાસુ એક્કા છીએ. આ સીદીમૌલા ઉપર હલ્લો આગલી રાત્રે કર્યો હતો; પાદશાહ અને વજીર વીગેરે તમામ લશ્કર અહીંથી રવાને થયું. માત્ર અમે ત્રણ એક્કાને આ સામેના ટેકરા ઉપર રાખ્યા હતા, તેનું કારણ જુદું હતું. જ્યારે આ ઝુંપડીમાંથી નવિન હીલચાલ જણાઈ તથા ફાનસનું અજવાળુ અમે જોયું ત્યારે તે વીગેરેનો તપાસ કરવા અમે આંહી આવ્યા હતા એ સીદીમૌલા પાસે અનગળ પૈસો તથા પારસમણી છે એ વાતની બાતમી અલ્લા-ઉદીનને મળેલી છે તે હસ્તગત કરવાને માટે આટલો પરીશ્રમ કરવો પડ્યો છે. એ સીદીમૌલાએ પોતાની કબર પોતાના જીવતા તૈયાર કરેલી છે કદાપી તેની કબર નીચે ધારેલી વસ્તુ હોય તો તેનો શોધ

કરવો બાકી રહ્યો હતો એટલા માટે અમે તમારા ઉપર હલ્લો કર્યો હતો:—

ઘાયલ થએલો એકકો ધીરજ રાખી એકજ ઉપર નજર રાખી પ્રથુ સાથે વાતમાં લીન થયો હતો તેટલામાં નવિન આવનાર મુસાફરે પાછળની તલવાર ચલાવી એટલે તેનું પણ માથુ ધડથી દુર થયું.

નવિન મુસાફરે પ્રથુને કહ્યું કે મિત્ર હવે નિશ્ચિત રહે જે કંઇ કામ કરવાનું હોય તે હવે નિર્વિઘ્ને થશે-એમ કહી તેણે ખુલ્લી તલવાર મ્યાન કરી.

પ્રથુએ નવિન મુસાફરને જોયો ત્યારે તેને ઉપર ઉપરથી એટલું જણાયું કે આ કોઇ રજપુત મુસાફર છે તેની સન્મુખ સ્નેહ પુર્વક ઉભો રહી, પ્રથુ બોલ્યો કે તમારો મોહોટો ઉપકાર માનું છું. આ વખતે તમે મને ઘણો સાચવ્યો છે તેનો બદલો વાળવા હું સમર્થ નથી. પણ એટલું પુછું છું કે આ નિર્જન વનમાં તમે એકલા અહિંયાં કયાંથી ?

**નવિન મુસાફર**—જેવી રીતે તમે ફરતા ફરતા અહિયાં આવી પહોંચ્યા છો તેવી રીતે હું પણ કંઈ કારણસર આ તરફ આવી પહોચ્યો છું, જ્યારે શોરબકોર તથા ઝપાઝપીનો શબ્દ મારા કાને પડયો તેવોજ હું એક ઝાડને ઓઠે ઉભો રહી જોયાં કરતો હતો. જ્યારે મને ખાત્રી થઇ કે આર્ય ક્ષત્રી વીર ઉપર અસહ્ય દુઃખદાયક બોજ અનાયાસ આવી પડયો છે એમ જાણી તત્કાળ આ તરફ હું આવી ધસ્યો હતો.

**પૃથુ**—તમારી વિશેષ વાત ખાનગી હોય તે કદાપી હું જાણવાને લાયક ન હોઉં તો ખેર પણ તમોએ કરેલા ઉપકાર કદાપી હું વીસરવાનો નથી,–હવે આ સીદીમૌલાના શબને આ કબરમાં મુકીને

મારે પણ જયાં જવાય ત્યાંજ નીકળી પડવું છે.

**નવીન મુસાફર**—ઠીક છે. તેમ હોય તો હું પણ તમને તેમાં મદદ આપું છું. એમ કહી બંને જણે કબર ઉપરનો પત્થર ફેરવીને સીદીમૌલાને ગોઠવ્યો બાદ ઉપર પથ્થર ગોઠવીને તે ઉપર તેની આજુ બાજુ ચીકણી મટોડીથી બંધ કરી. તે ઉપર સફેત ચાદર પાથરી તેના ઉપર પુષ્પ વીગેરે ગુંટીને ગોઠવીને ત્યાંથી પાછલી રાત્રીએ સીદીમૌલાની ઝુંપડી આગળ આવી પહોંચ્યા.

રસ્તામાં ગોઠવેલા ત્રણ ફાનસો તે વખતે લઇને ઝુંપડીમાં મુકયા ત્યારે અજવાળાનો જેવો જોઇએ તેવો પ્રકાશ થઇ રહ્યો હતો. આ વખતે નવિન મુસાફર કોણ છે તે પ્રથુએ ધારીધારીને જોવા માડયું બીલકુલ ઓળખી શકયો નથી.

જેની નાશીકા અને નેત્ર કેવળ મોહ ઉત્પન્ન કરે તેવાં હતાં, જેનો બાંધો નાજુક હતો, બીલકુલ મુછ ફુટેલી નહોતી. શરીર ઉપર લોઢાનું કવચ પહેર્યુ હતું તથા મસ્તક ઉપર લોખંડી ટોપ હતો, ઘુકાની લોખંડની સાંકળીના ગંઠન વાળી મજબુત હતી. કમરપટો વાઘના ચામડાનો પાતળી કમર ઉપર ચપસીને વળગાડેલો હતો જેનું કદ મધ્યમ નીચું હતું, કંઠસ્વર કોમળ હતો અને બોલવાની ઢબ કેવળ પ્રેમ વરસાવે તેવી હતી. આવા પ્રકારનો નવિન મુસાફર પૃથુને સામે વારંવાર જોયાં કરતો હતો.

પૃથુ જો કે તે નવિન સવારને ઓળખતો નહોતો પણ તેણે જે ઉપકાર કર્યો છે તેના માટે તેના આભાર નીચે જાણે દબાઇ ગયો હોય તેવો અને તેની થતી આજ્ઞા પ્રમાણે શેવકાર્ય કરવાને તત્પર હતો. હું કદાપી ગમે ત્યાં ચાલ્યો જઇશ પણ આ નાજુક શરીરના

બાંધાવાળો નવિન મુસાફર અહિંથી ક્યાં જશે તેના માટે મોટા સંકલ્પનાના ભ્રમણ ચિત્તામાં પૃથુ ફેરા માર્યા કરતો હતો.

નવિનસ્વાર પ્રત્વે પૃથુ બોલ્યો કે–હે વીર પુરૂષ! અત્યારે પાછલી રાત્રી છે. સૂર્ય ઉદય થવાને હવે વીલંબ નથી. માટે તેટલી વખત સુધી આ ઝુંપડીમાં આરામ લઇને પ્રાતઃકાળે નીકળી પડવું એ ઠીક લાગે છે. કેમ તમારો શો વિચાર છે?

**નવિન સ્વાર**—ઘણીજ સારી વાત છે; ભલે તેમ કરો. તમે આરામ લ્યો. જરા નિદ્રાવશ થાઓ હું પ્રાતઃકાળ સુધી આ ઝુંપઠીની બહાર પહેરો ભરીશ, કેમકે આપણા ઘોડાઓ બહાર બાંધ્યા છે તેને કોઇ હરી જાય કિંવા કોઈ ક્રૂર પ્રાણી તેનો નાશ કરે માટે જાગ્રણ કરવાની જરૂર છે.

**પૃથુ**—અરરરર, તમે એ શુ કહો છો! તમે મને આટલો ઉપકાર કર્યો છતાં મારા રક્ષણ માટે તમે પેરો ભરો એ કેટલુંક અઘટિત!

**નવિન સ્વાર**—એ બાબત તમે લાંબો વિચાર કરશો નહી. જેટલો અત્યારે તમને પરિશ્રમ વેઠવો પડયો છે તેટલો મ્હેં વેઠયો નથી માટે જેમ હું કહું તેમ કરશો વળી એટલું કહું છું કે હવે તમે કોઇ પણ પ્રકારની શંકા રાખશો નહી.

**પૃથુ**—ઠીક, પણ મને તમે જલદીથી ઉઠાડજો હાં કે? એમ કહી પૃથુ–એક બાજુએ સુઈ રહે છે. પરીશ્રમના કારણથી તુરત તેને નિદ્રા આવી જાય છે.

**નવિન મુસાફર**—(મનમાં વિચાર કરે છે) અહાહા! પૃથુ જેવો ભોળો કોણ! અરે તેના જેવો પરોપકારી કોણ છે! તે કેટલો બધો વિશ્વાસુ! કે જેણે પોતાની અમુલ્ય જીંદગી અને નિદ્રા દેવી

જેવી ગફલત આપનારી કૃત્યને સ્વાધીન થઇ મારા જેવા અજાણ્યા મુસાફર ઉપર વિશ્વાસ લાવ્યો, પોતે પોતાની સર્વસ્વ જીંદગી સોંપી સુઇ રહ્યો ! હે ઇશ્વર ! આ રાજપુત્રનું ભલુ કરજે. હવે મ્હારે કેમ કરવું ? પ્રાતઃકાળ થાય એટલે તો મારાથી ટકાય તેમ નથી, પણ તે અહીંથી કયાં જવાને છે તે વિષે માહારે ખરી બાતમી રાખવી પડશે તે જ્યારે સહીસલામતથી પાછો પોતાને ઘેર વળે એવી તક આણવી જોઇએ પણ હાલ તેવી તક લાવવાને તાત્કાળીક બને તેમ નથી, તે કેવો શૂરવીર છે તેની પરીક્ષા તો મ્હેં જોઇ લીધી. પણ તેનું ભવાની દેવી રક્ષણ કરે એટલું જ માગું છું. આ પ્રમાણે વિચારના તરંગ ઉપર ચઢેલો મુસાફર પ્રાતઃકાળ થતાં સુધી ખુલ્લી તલવાર હાથમાં લઇ ફર્યા કરતો હતો, એટલામાં પૂર્વ દીશામાં સૂર્ય ઉદય થવાનો ભાસ જણાયો, ધીરે ધીરે અજવાળું થવા લાગ્યું. આકા- શમાં તારાઓ નિસ્તેજ થવા વાગ્યા, રાત્રીના ખગચર પ્રાણીયો જ્યાં ત્યાં પોતાના માળામાં લપાઇ જવા લાગ્યા, કાગડાઓ વહેલા ઉઠીને પૂર્વદીશા તરફના અજવાળા તરફ શોરબકોર કરતા ઉડવા લાગ્યા. અને હીંસક પ્રાણીયો પોતપોતાની છુપી જગાઓમાં પેસી જવા લાગ્યા. આ વખતે નવિન મુસાફરની વૃત્તિ ચંચળ થવા લાગી, અને તુરત પ્રથુને હાંક મારીને જગાડયો, પ્રથુ તુરત બેઠો થયો. ઝુંપડી બહાર આવીને જુવે છે તો નવિન મુસાફર ખુલ્લી તલવારથી આમ તેમ ફેરા માર્યા કરે છે. પ્રથુ પ્રેમના આવેશમાં તે નવિન મુસાફરોનો જમણો હાથ હાથમાં પકડી પ્રેમાવેશથી ચુંબન કરે છે, અને મુસાફરીમાં પોતાની સાથે ગમત ખાતર આવવાની આજીજી કરે છે.

**નવીન મુસાફરે કહ્યું કે**—હું મારા ખાનગી કામને માટે હાલ નીકળી પડયો છું. માટે આપની સાથે આવવાને અશક્ત છું.

પણ તમે કયા ગામના રહેનાર અને કોણ છો તે કહો.

**પૃથુ**—વીલાસપુર ગામનું સાતપુડા પર્વતના ગાઢા ડુંગરી પ્રદેશમાં નગર છે તે નગરના અમરસિંહ ભુપનો હું પુત્ર છું.

**નવિન મુસાફર** ઠીક, ત્યારે તો હું તમને જરૂર મળીશ, પણ તમે અહીંથી પાધરા ઘેર જાઓ છો કે બીજે કંઈ?

**પૃથુ**—ના, ઘર તરફ નહી, પણ અહીંથી ઉત્તર ગામમાં જાઉં છું તથા બનશે તો પશ્ચિમ ભાગમાં પણ જઈશ, પછી જે થાય તે ખરૂ.

**નવિન મુસાફર**—ઠીક છે અંજળપાણી હશે તો હું તમને કોઈ વખતે પણ મળીશ, હવે હું જાઉં છું-એમ કહીને અશ્વ ઉપર સ્વાર થઇ ડુંગરાની ખીણને રસ્તે અલોપ થયો.

## પ્રકરણ ૬ ઠું.

સૂર્ય ઉદય થયો એટલે પ્રથુસિંહ અંગ ઉપર કવચ ટોપ ધારણ કરીને તે ઉપર વસ્ત્ર પહેરી લીધાં, માથા ઉપર જેવો પાઘ મુકવા જાય છે વખતે પાઘના પેચમાં જે કાગળ ભરાવી મુકયો હતો તે કાગળ ઉપર દ્રષ્ટી ગઇ. તે કાગળ પેચમાંથી બહાર ખેંચી વાંચવા લાગ્યો ત્યારે જણાયું કે હાલા ધડવીની સ્ત્રીએ બનાવ્યો છે તેજ પત્ર છે. તે ઉપરથી વધારે પસ્તાવો થવા લાગ્યો, કે મ્હે કેટલીક બધી ભૂલ કરી! હું કેવો સાહસ કૃત્ય કરનાર કે સવાલાખ રૂપીયાનો આ ગાહો ખરીદ કર્યો છતાં ગાહામાં લખેલો મચકુર બિલકુલ ધ્યાનમાં લેઇ શકયો નહી. અરે! આ ગાહામાં શું લખ્યું છે. પ્રથમ ચરણમાં સાફ

જણાવ્યું છે કે "એકલડા માં જાશો પંથ" આ પ્રમાણે છે છતાં હું મુસાફરીમાં કેવળ એકલોજ નીકળી પડયો છું, વખત છે અને શરીરને બિમારી થાય, વખત છે અને ક્રૂર પ્રાણીનો ભેટો થાય, અથવા વખત છે અને શત્રુનો સમુદાય માથે ચઢી આવે અથવા તો વખત છે ને અકાળ મૃત્યુ થાય ત્યારે મારી કીર્તિ પ્રમાણે મારા વિચારને કેટલું બધું લાંચ્છન લાગે !

જો કે સીદીમૌલાની કબર આગળ ત્રણ માણસોમાં હું ઘેરાએલો હતો તેમાં તરૂણ મુસાફર આવી પહોંચ્યો ન હોત, અથવા મદદ કરી ન હોત તો આ વખતે હું જીવતો પણ હોત કયાંથી !

અવશ્ય સંગાથ તો જોઇએજ, હવે બીજો કોઇ ઇલાજ નથી, ચાલ જીવ, સન્મુખ વિસ્તિર્ણ સરોવર દેખાય છે ત્યાં જઈ દાતણ વગેરે કરી લઉં, આ પ્રમાણે વિચારમાં લીન થએલો પ્રથુસિંહ લોટો હાથમાં પકડી સરોવર કિનારે જઇ પહોંચ્યો. તે સરોવર ઘણું ઉંડું અને વિશાળ હતું. તેની આજુબાજુ ઉંચા શિખરોવાળા ડુંગરા હતા. તેથી તે નિચાણનો પ્રદેશ અત્યંત ઘટ્ટ ઝાડીથી દીપી ઉઠતો હતો; આ જગોએ ક્રૂર પ્રાણીનો વિશેષ ભય હતો, આવા પ્રકારની ભયાનક ભુમિ તથા નિર્જય અરણ્ય જોઇને પ્રથુ અનેક પ્રકારના વિચારમાં ગુંથાયો હતો; તેમાં મુખ્યત્વે કરીને સંગાથ તૈયાર કરવા ઉપર તેનું લક્ષ દોરાયું હતું પણ નિર્જન વનમાં કોણ હોય ! તે સરોવરમાં ઢીંચણ સુધી ઉંડા પાણીમાં પ્રવેશ કરી મુખ સાફ કરવા લાગ્યો, પણ જ્યારે તે સરોવરના સપાટ પાણીના તરંગ ઉપર પ્રથુસિંહને ધ્યાન ખેંચાયું ત્યારે તેની નજીકમાં એક કાચબો તરતો દેખાયો; એટલે તુરત એક કપડું દાંકી તે કાચબાને હાથમાં પકડી લીધો. પાણી બહાર પોતે નીકળીને કાચબાને એક રૂમાલમાં વીંટાળીને ઘોડાના કાઠડા ઉપર

રાખી દીધો. પોતે પોતાની હડપીમાં થોડુંક ખાઇ લીધું, પછી કમર બાંધીને તૈયાર થયો, ઘોડા ઉપર સ્વાર લઇને પંથ કાપવા લાગ્યો, આગળ જતાં બે રસ્તા માલુમ પડ્યા, એક જમણા હાથ ભણીનો અને એક ડાબા હાથ ભણીનો માર્ગ નજરે પડ્યો, એટલે પૃથુસિંહે બન્ને માર્ગની મધ્યમાં ઘોડો ઉભો રાખ્યો ઘણીકવાર સુધી વિચાર કરીને ડાબા હાથ તરફના માર્ગ તરફ ઘોડાને ગતી આપી. આ માર્ગે થઇને પૃથુસિંહે પ્રવાસ કરવા માંડ્યો તે પહેલાં વાચક વર્ગને આ માર્ગ વિશે વિશેષ હકીકત જણાવવાને આ વાત હાલ પડતી મુકીને આગળ પગલું ભરીએ.

ડાબી બાજુના માર્ગ ઉપર જે રાજકુમાર પ્રથુ પ્રવાસ માટે નીકળ્યો તે માર્ગ પચાસ વરસથી ઉજડ થએલો હતો તે રસ્તે કોઈ પણ જતું નહોતું. અગર જો કોઇ તે રસ્તે થઇને અજાણ્યો માણસ જાય તો તેનો બચાવ થતો નહી.

એમ થવાનું શું કારણ હશે ! તે કોઇના જાણવામાં આવ્યું નહોતું પણ જ્યારે કાળે કરીને જાણવામાં આવ્યું ત્યારે એટલું તો માલમ પડ્યું કે એ રસ્તે જનાર માણસ મૃત્યુ પામ છે. તેનું કારણ અજાયબી ભરેલું એ હતું કે-

આગળ જતા આઠ કોસ ઉપર એક વાવ આવેલ તે વાવ સિવાય પાણીનું સુખ કોઈ જગોએ નહોતું તેથી હરકોઈ મુસાફરને તે વાવમાંથી પાણી લેવાની જરૂર પડતી હતી, તે વાવમા છેક નીચાણમાં એક બાજુની ભીંતના સાધામાં ઘણા વરસનો જુનો સર્પ રહેતો હતો, તે સર્પની સાથે બુધાગમ નામના કાગડાની મિત્રતા હતી, કાગડાએ સર્પની સાથે મિત્રતા કરી હતી તેમા તેનો એક પક્કો

સ્વાર્થ હતો, જેટલા મુસાફરો તે વાવમાં ઉતરીને પાણી પીવા સારૂ જાય તે મુસાફરને તે સર્પ પગે ડંશ કરતો હતો. સર્પ ડંસથી તે મુસાફર વાવના પગથિયામાં અગર બહાર નીકળીને પણ થોડીવારમાંજ મર્ણ પામતો હતો. આ પ્રમાણે મુસાફરનું અચાનક મૃત્યુ થાય ત્યારે કાગડાભાઇનો ખોરાક સંપુર્ણ રીતે ચાલતો હતો, આટલા કારણ માટે તે સર્પની સાથે મિત્રાચારી રાખતો હતો, પરસ્પર હવા ખાવા સારૂ તે બહાર નીકળે અને રાત્રી પડે એટલે પોત પોતાના સ્થાનકે જઇને ઠરતા હતા; આ પ્રમાણે કાગડાનો અને સર્પનો કોઇએ ભેદ જાણ્યો નહોતો પણ માણસો અનાયાસ આ રસ્તે વાવ આગળ મૃત્યુ પામે છે માટે કંઇ પણ વહેમ ભરેલું કૌતિક છે એવું આજુબાજુના ગામોવાળાને જણાયું હતું, તેથી આ રસ્તે થઇને જવાનો રીવાજ ઘણા વરસથી બંધ થયો હતો. જેથી કાગડાને ઘણા વરસથી ખોરાક મળી શકતો નહોતો યદ્યપિ કર્મયોગે અનાયાસ તે કાગડાને દુરથી એક સવાર આવતો નજરે પડયો, જેથી કાગડો ઘણો આનંદ પામ્યો, આ વખતે ખરા બપોરનો વખત હતો. ગ્રીષ્મ રૂતુનો તાપ અકળાવી નાંખે તેવો હતો. તે વખતે કાગડાએ પોતાના મિત્ર સર્પને બોલવાને શોરબકોર કર્યો. કાગડાનો અવાજ સાંભળી સર્પ સાવધ થઇ બહાર નીકળ્યો.

**સર્પ બોલ્યો**--( કાગડા પ્રત્યે ) કેમ ભાઈ અત્યારે ખરા બપોરે મને બોલાવ્યો ? કંઈ કારણ છે કે !

**કાગડો** / **અગમબુધ** } (સર્પ પ્રત્યે) પ્રિયમિત્ર ! આજકાલ પચાસ વરસ થયાં મનુષ્યનું માંસ ભક્ષણ કરવાને મને અતૃમ રહેલો જાણી ઇશ્વરે કૃપા કરીને મારે માટે ભક્ષણ

મોકલ્યું છે તે સ્વાર છે ઘણું કરીને અડધી કલાકમાં આ તરફ આવી પહોંચશે, માટે કૃપા કરીને શેવકને સાટે તું સાધ્વ રહેજે હાકે !

**સર્પ**—બહુ સાવધ છું.

આ પ્રમાણે પરસ્પર આગમનથી ઠરાવ કરી બેસી રહેલા હતા—તેટલામાં પૃથુસિંહ આવાં પ્રકારના ઉજ્જડ રસ્તા ઉપર મુસાફરી કરવા વાવ નજીક થોડીકવાર થઇ એટલે આવી પહોંચ્યો. આ વખતે ખરા બપોર થયા હતા, પાણી વિના જીવ આકુળ વ્યાકુળ થઈ રહ્યો હતો. આ વખતે હરી કૃપાથી તે પૃથુને વાવ નજરે પડી. એટલે અશ્વ ઉપરથી તુરત પડયો અને ઘોડાને વાવ નજીક એક ઝાડ હતું તેના થડમાં મુળ સાથે બાંધી દીધો. હડપ્રીમાંથી લોટો કાઢીને વાવ તરફ જવાને ગતી કરી. તે સાથે યાદ આવવાથી કાચબાને પણ પાણીમાં પલાળવાને માટે સાથે લઇ લીધો.

ઘણા વરસથી આ ભયંકર વાવ અવાવરી થએલી હતી, તે વાવ ઉપરનાં કેટલાક ઝાડને લીધે ખરેલાં પાંદડાંનો જથો મલુમ પડતો હતો. વાવ ઘણી ઉંડી અને લાંબી હતી. વાવમાં પૃથુ બને તેવી તાકીદથી ઉતર્યો—તેમાં લોટો ભરીને પાણી પીધું, કાચબાને પણ પાણીમાં ભીંજાવ્યો. તેના ઉપર રૂમાલ સાધારણ લપેટીને પોતાના હાથમાં લઇ લીધો, અને લોટો પણ ભરી લીધો. આ પ્રમાણે કામ આટોપીને જેવો બહાર નીકળવાને પગથીયાં ચઢવા માંડે છે કિંવા વાવની જે ઉંડાઇ હતી તે પ્રમાણમાં અરધો અરધ ભાગમાં જેવો આવે છે, તેવોજ લપીને બેસી દીધેલો સાપ ઝડપથી પગના અંગુઠા ઉપર ડંખ કરીને સત્વરથી વીવરમાં પેશી ગયો. આ સર્પ ઘણોજ ઝેરી હતો. સર્પે ડંસ કરતાંની સાથે પૃથુ તે વાવના પહેલા પગથીઆ ઉપર ઘુમરી હતી તેથી તે જાણે થાકયો હોય અને બેસી ગયો હોય તેવી

हथी अनायास बेसाई जवायुं हतुं. सर्पनुं हळाहळ शरीरमां असर करवा लाग्युं, पृथु अचेतन थवा लाग्यो, नेत्र केवळ खुल्लां रहेलां हतां. शरीरनुं भान रहेलुं नहोतुं. हाथमांथी कायबो रुमाले वींटयो हतो ते खसीने पग आगळ पडयो हतो. तेना उपर रुमाल ढांकेलो हतो. पाणीनो लोटो बाजु उपर गरबडी पडयो हतो. केवळ शरीरनी हीलचाल बंध थइ हती नाशीकामांथी मंदमंद पवन निकळतो हतो, हाथनी तथा पगनी नाडीयोनी गति मंदमंद चालती हती, एक घडीनो सुमार थयो ते वखते सर्पनो मित्र कागडो ते पृथुनी नजीक आवीने तेना नेत्र तरफ जोवा लाग्यो, केमके ते कागडाने माणसना नेत्र कोची खावाने वधारे स्वाद लागतो हतो. आ वखते कागडो घणुं मलकायो हतो. घणा वरसे मनुष्यनी माटीनो स्वाद कागडो मारवाने भाग्यवान थयो तेथी ते सापना वीव्वर आगळ आवीने वातो करवा लाग्यो. कागडो सापने कहे छे के, प्रिय मित्र! हजु आ माणुस जीवे छे माटे तेनी पासे हमणा नही जाउं. एक बे घडीमां तेना प्राणु जशे पणु आ माणुसना पग आगळ रुमालमां कांइक खावानुं जणाय छे. ते रुमालमां कांइक हाले छे. माटे हुं तेनो तपास प्रथम करवा मांडुं पछी आ भाइ पडया छे तेमनुं ठेकाणुं नीरांते करीशुं. प्रिय मित्र! मारे तमारी साथे मित्रताइ ज्यारथी छे त्यारथी तुं पोतानो हक बजाव छे. मने तारा प्रतापथी ज माणुसना मांसनो स्वाद मळे छे जो तेम न होय तो एवखत कयांथी आवे! माटे हुं तारो उपकार मानुं छुं.

कागडानुं वचन सांभळी सर्प बोल्यो. हा भाइ तुं पणु माहारी मश्करी करे छे, होय! एमां शुं आश्चर्य छे! मित्र मित्रनुं काम करे छे, ज्यारे लाग आवे छे त्यारे हुं तारुं काम करुं छुं, एमां

ઉપકાર શાનો. આપણી પ્રીતિ હમેશાં પ્રભુ કાયમ રખાવે એટલું જ હું માગું છું. એમ પરસ્પર વાતો કરતો કરતો કુદકારા મારતો મારતો કાગડો વીંટેલા રૂમાલવાળા પદાર્થ તરફ ચાલવા માંડયો. તે પહેલાં કાગડાને અને સર્પને જે પરસ્પર ભાષણ થયું હતું તે તમામ કાચબો સમજી ગયો હતો. કાગડાના પ્રપંચને માટે સેંકડો માણસોની ખુવારી આ જગોએ થઈ છે તેમ તે કાચબાના મનમાં સમજવામાં આવ્યું, સરોવરમાંથી અને સાચવીને અહિં સુધી લાવનાર આ મ્હારા મિત્રને આ કાગડાની સંતલસથી સર્પે ડંશ કર્યો છે અને તેથી કરીને મારા રક્ષણહારને વિષે ચઢયું છે તે વીગેરેથી કાચબો માહીતગર થઇ ગયો. કાચબાએ રૂમાલનો એક ભાગ ઉંચો કરી ચુપકીથી લાગ જોઈ બેશી રહ્યો હતો હવે શું થાય છે તે જોવાને માટે તત્પર થઇ રહ્યો હતો. એટલામાં કાગડો રૂમાલ પાસે આવી પહોંચ્યો. પ્રથમ તો તે છેક નજીક આવ્યો અને ચાંચથી રૂમાલને ખસેડવા લાગ્યો. તો પણ તે કાચબો બીલકુલ હાલ્યો ચાલ્યો નહી; તેથી કાગડાને એમ જણાયું કે કાંઈ ખાવાની વસ્તુ છે માટે છેક અડોઅડ નજીકમાં ઉભો રહ્યો એટલામાં કાચબો તે કાગડાનો પગ પકડીને ચમત્કાર ગોળાર્ધ બન્ધનમાં પેશી ગયો. કાગડો સારી પેઠે સપડાયો. ઘણી બુમો પાડવા લાગ્યો. અનહદ ચીસ ઉપર ચીસ પાડતા પાંખોનો ફફડાટ કરવા લાગ્યો. ચાંચથી પ્રહાર કરવા લાગ્યો પણ કાચબાની પીઠ વજ્ર જેવી હોવાથી કંઇ પણ અસર થઇ નહી તેટલામાં વીવ્વહરમાંથી સર્પ બહાર નીકળ્યો અને તેણે કાગડાના પ્રત્યે પુછવા માંડયું કે કેમ મિત્ર ! તમને શી હરકત પડી !

કાગડો, અરે તું જોતો ખરો, મારો પગ પકડીને આ પ્રાણી-અંદર પેસી ગયેલો છે તે છોડતો નથી, માટે તું મને છોડાવ નહી તો

મારો પ્રાણ પછાડા ખાઈ ખાઈ રીબાઇને નીકળી જશે.

**સર્પ**—કાગડાની નમ્ર વાણી સાંભળીને તુરત તે કાચબાની પીઠ ઉપર પોતાની ફણાનો પ્રહાર તથા ડંસ કરવા લાગ્યો પણ અસર શાની થાય ? તલવારનો ઘાવ બચાવ કરવાને કાચબાની પીઠ ઉપયોગમાં આવે છે. તેવી કાચબાની પીઠ ઉપર બીચારા સર્પનું જોર શાનું ચાલે ! છેવટે સર્પ થાક્યો અને બાજુ ઉપર ગયો.

**કાગડો બોલ્યો**—કેમ ભાઈ! હવે તો હું બચવાનો નથી. તેણે મારા બન્ને પગ પકડ્યા છે, એમ કહી નિરાશ થઇ પહોળી ચાંચ કરીને નરમ થઇને કાગડો આડો સુતો.

**સર્પ બોલ્યો**—પ્રિય મિત્ર ! હું શું કરૂં ! હવે મારો ઇલાજ કોઇ પ્રકારે ચાલતો નથી.

**કાગડો**—( સર્પ પ્રત્યે ) ભાઇ ! એક ઇલાજ છે. આ માણસને ત્હેં ડંસ કર્યો છે તેનું ઝેર ચુસી લે, તે જ્યારે સચેત થાય ત્યારે તેના જાણવામાં આવે છે કે મારી પાસે જે વસ્તુ છે તેમાં આ બિચારો કાગડો સપડાયો છે એમ તેને દયા આવવાથી મને છુટો કરાવશે, એ સિવાય બીજો માર્ગ નથી.

**સર્પ**—ભલે ! કદી એમ ધ્યાનમા આવતું હોય તો એમ કરૂં એમ કહીને સર્પ સત્વરથી પગને અંગુઠ જઇને તે પૃથુસિંહ રજપુતને ચઢેલા વિષને ખેંચવા લાગ્યો. અમૃત બિંદુ કોથળીમાંની સર્પ પિત્તશામક ઝહેર વ્યાધીને દુર કરે તેવો રસસ્પર્શ કરવા લાગ્યો. પોતાના વિવ્વરમાં જઇને પોતાના મુખમાં એક પદાર્થ રાખીને તે પદાર્થ ડંસ છિદ્રમાં મેળવવા લાગ્યો. આટલો ઉપચાર કરીને તે સર્પ વીવ્વરમાં પેસી ગયો. બે ઘડી થઈ એટલે પૃથુસિંહ જાગૃત થયો, આમ તેમ

જોવા લાગ્યો ત્યારે કાગડો કાચબાના બંધનમાં સપડાયલો નજરે પડે છે. ખુંખારો કરવા લાગ્યો, પોતાનો સામાન વિખરાઈ ગયેલો સમેટવા લાગ્યો—આ વખતે કાચબાએ જાણ્યું કે મારૂં રક્ષણ કરનાર મિત્ર શુદ્ધિમાં આવ્યો છે તે વખતે કાચબાને વાણી પ્રાપ્ત થઇ.

**કાચબો**—હે શુરવીર પૃથુ ! ધીરજ રાખ, જે વાત કહેવાની છે તે હું પછીથી કહીશ. સાવધ થા અને પ્રથમ આ કાગડાને પકડીને તેની બે પાંખો મુળમાંથી કાઢી નાંખ. અને આ તમારા સામે જે વીવ્વર દેખાય છે તેમાં તે સર્પ રહે છે. તેના ઉપર ખાસ દ્રષ્ટિ રાખજો. કેમકે તે સર્પે તમને ડંસ કર્યો હતો; તેના યોગે તમારૂં મૃત્યુ નજીક આવ્યું હતું પણ તે વીશે જે વાત તમને કહેવાની છે તે અગાઉ આ કાગડા અને આ સર્પનો નાશ કરો.

**પૃથુસિંહ**—( સાંભળીને ) અહો ! શું આશ્ચર્ય ! એમજ છે કે ! એમ કહીને તુરત કાગડાનો નાશ કર્યો, પછી કાચબાએ કહ્યા પ્રમાણે વીવ્વરના મુખ આગળ જ્વાળાગ્રાહી પદાર્થ ગોઠવીને ચકમકથી અગ્નિ પ્રકટાવી તે આગળ સળગાવ્યું તેથી તેમાંથી ચણતરના મોટા પથ્થરો કાઢીને બહાર નીકળ્યા, તેથી સર્પનો પણ નાશ થયો. આ બન્ને કામ પૃથુ અટપી રહ્યો એટલે કાચબાએ કહ્યું કે હવે તમે આ વાવની બહાર મેદાનમાં બેસો એટલે હું તમને માહીતગાર કરૂં. કાચબાના કહેવા પ્રમાણે પૃથુ કાચબાને જાળવીને લઇને વાવની બહાર નીકળી મેદાનમાં એક વડના ઝાડ નીચે બેઠો. પોતાના સન્મુખ કાચબાને બેસાર્યો. પછી કાચબાએ વાત કરવાની શરૂઆત કરી.

હે વીરપુરૂષ ! આ રસ્તો પચાસ વરસથી ઉજડ થયો છે. તેનું કારણ સર્પ અને કાગડો હતું. સર્પ અને કાગડાને પરસ્પર સંપ અને મિત્રાચારી હતી. કાગડાના કહેવાથી વટેમાર્ગુ વાવ મુસાફરો પાણીમાં

પીવા ઉતરનારને અથવા રસ્તા ઉપર થઇને જનારને ડંસ કરતો હતો તેથી માણસો મર્ણ પામતા હતા. તેનું માંસ ભક્ષણ કાગડાઓ કરીને કીલકીલાટ કરતા હતા. કાગડાની સાથે સર્પનો ગાઢો પ્રેમ છે અને એથીજ આવાં પરીણામ થાય છે એ વાત કોઇના જાણવામાં આવી નહોતી. પણ કોઈ ઝેરી જનાવરના સપાટામાં અથવા દૈવી કોપથી આ જગોએ માણસો મરે છે એવી વાયકા દેશ પરદેશ ચાલી. એટલા કારણથી આ રસ્તો ત્યાગ કરવામાં આવ્યો છે. આવા દુઃખદાયક રસ્તા ઉપર તમે અજાણ્યા થઈ આવી ચઢયા. પણ તેમાં એટલું ઘણું સારૂં થયું કે તમે મને સાથે લીધો હતો. મને લઇને તમે વાવમાં ઉતરી જળ પ્રાશન કરીને જેવા તમે બાહાર નીકળવા જાઓ છો તેવોજ સર્પે તમને ડંસ કર્યો હતો તેથી તમે બેભાન થઇને એક મોટા પહોળા પગથીઆ ઉપર બેસી ગયા હતા. તમારી પીઠ વાવની ભીંતને અડો-અડ હતી. તમે વધારે બેભાન થવા લાગ્યા તે વખતે સંકોચિત કપટી કાગડો તમારાં નેત્ર ફોડવાને માટે આવ્યો હતો, પણ તે અચળ હતો તેથી ધીરજ રાખીને ઘડી બે ઘડી પછી પોતાનું કાર્ય કરવાને રાહ જોતો હતો તે પહેલાં હું રૂમાલમાં વીંટાએલો હતો. તે વસ્તુ શી છે ! અથવા કંઇપણ ખાવાની ચીજ હશે એમ સમજીને તે કાગડો મને તપાસવા લાગ્યો તે પહેલાં કાગડા સાથે સર્પનું અને સર્પની સાથે કાગડાનું જે ભાષણ થયું હતું તે ભાષણથી હું પકી રીતે માહી-તગાર થયો હતો. તે ભાષણમાં જે વાત મ્હેં તમને કહી છે તેજ સાર હતો અર્થાત્ પરસ્પર ગુહ્ય સંકેતનો આ પરીણામ હતો તેથી હું સાવધ રહ્યો હતો. છતાં તે કાગડો મને તપાસવાને છેક નજીક આવ્યો તે વખતે તેના બન્ને પગ પકડીને હું મારા અંદરના ભાગમાં લપટાઇને પેસી ગયો, તે કાગડાએ છુટવાને માટે ઘણી મહેનત

કરી, પણ તેનું કાંઈ વળ્યું નહી. છેવટે તે કાગડાના હીતને માટે વીવ્વરમાંથી સર્પ બહાર નીકળ્યો તેણે મારી પીઠ ઉપર પાંચ પચીસ વાર ક્રોધથી ડંસ કર્યો પણ તેથી તેનું શું વળે ! આખરે જ્યારે કાગડે યુક્તિ ખોળી કાઢી અને તે યુક્તિ, પોતાના છુટકારા માટે સર્પને બતાવી ત્યારે તે સર્પે તમારા પગના અંગુઠેથી વિષ ખેંચવાનો આરંભ કર્યો, તેણે ઘણા ઉપચાર કર્યા ત્યારબાદ તમે જાગ્રત થયા, અને તેટલા માટે મ્હેં તમને પ્રથમ શું કરવું ! તે વિષે ચેતાવી દીધા હતા.

હે વરિષ્ટ બંધુ ! આ પ્રમાણે હકીકત બની છે. મારો સંગાથ ન હોત તો તમારો પ્રાણ આ દેહમાંથી મુક્ત થાત. મ્હેં મારી ફરજ અદા કરી છે. હવે તમને કોઇ પ્રકારની હરકત નથી, હવે મારી વીનંતી એ છે કે કૃપા કરીને તમે મને મુક્ત કરો. આ વાવમાં આવવાને મારી ઈચ્છા ઘણી હતી પણ મને અહીંયાં કોણ લાવે ! કર્મયોગે મારા ભાગ્યનો ઉદય તેથી તમને તેવો વિચાર થયો, અને મને ઉચકી લાવ્યા, હવે હું આપને પ્રાર્થના કરૂં છું કે આ વાવમાં તમે મને મુકો તો તમારો મોટો ઉપકાર માનીશ; અહીંથી પાંચ કોસ ઉપર એક ગામ આવે છે ત્યાં તમે બે ઘડીમાં પહોંચી જશો માટે મારી માગણી મહેરબાનીથી સ્વીકારશો. કાચબાનું તમામ વૃત્તાંત પૃથુસિંહે સાંભળ્યું. પછીથી જે તેને અદ્દ્ભુત આશ્ચર્ય લાગ્યું તેનું વર્ણન કરવાને આ જગોએ મને રસ્તો મળતો નથી. તે પૃથુસિંહ કાચબાને વારંવાર ઉઠાવીને પોતાની છાતી સરસો ચાંપવા લાગ્યો. તેણે જે ઉપકાર કર્યો તે વિષે તેના નેત્રમાંથી પ્રેમનાં બીંદુ છુટવા લાગ્યાં.

પૃથુસિંહે કાચબાને કહ્યું કે તમે મારી સાથે રહીને જે મારા

વાત્સલ્ય હિત કામ કર્યું છે તેનો દાખલો જો કોઈ માણસને આપવામાં આવે તો તે કેટલો બધો આશ્ચર્ય પામે !

તમારા ઉત્તમ ગુણુને હું માન આપું છું, તમારા કહેવા પ્રમાણે હું તમને આ વાવમાંજ મુકું છું. કર્મયોગે જ્યારે હું આ રસ્તા ઉપર થઇને જઇશ ત્યારે હું તમને જરૂર મળિશ. એમ કહીને તે કાચબાને ઉઠાવીને વાવમાં મુકયો. પછી પૃથુએ પોતાના ઘોડા ઉપર બેશીને આગળ જવાની તૈયારી કરવા માંડી.

પોતાની પાઘડીના પેચમાં જે પત્ર છે તે પત્ર ફરીથી હાથમાં લીધો. તે પત્રને છાતી સરસો ચાંપવા લાગ્યો અને ધન્યવાદ આપવા લાગ્યો. વારંવાર તેના હૃદયમાંથી આશ્ચર્યના ઉદ્દગાર નિકળવા માંડયા. પોતાનો પ્રાણ બચ્યો તેનું મુખ્ય સાધન શું ! તે જ્યારે તેણે જોયું ત્યારે હાલા ગઢવાની સરસ્વતિ જેવી સ્વરૂપવાન પવિત્ર મેનાં જણાઈ આવી. તેની અગાધ બુદ્ધિ અને તેણે રચેલો ગાહો પ્રિય લાગ્યો. તે ગાહાના સવાલાખ રૂપીયા આપ્યા તે ઘણાજ થોડા છે એમ તે સમજ્યો, અરે ! તે કેવી ચતુર હશે ! અરે ! હું તેનો બદલો ક્યારે વાળીશ, ! અરે તે પુરૂષ હોત અને મારી સાથે તેની સોબત પ્રવાસમાં હોત તો વાગ્વિલાસમાં કેટલો આનંદ થાત ! એમ વારંવાર ભ્રમણમાં આશ્ચર્ય પામવા લાગ્યો તે પવિત્ર મેનાના ગાહાને હૃદયમાંજ સ્થાપ્યો, અને તે ગાહા ઉપર તેનો સંપૂર્ણ વિશ્વાસ ચોટયો અહાહા આ ગાહાને વારી જાઉં. એમ બોલતો બોલતો રસ્તો કાપવા લાગ્યો.



# પ્રકરણ ૭ મું.

## પરીમોશપત્તન ( ચોર ).

ચારે તરફ ડુંગરો છતાં તેના મધ્ય ભાગમાં એક ઉંચી તળેટી ઉપર શોભા પામેલું પરીમોશપત્તન નામનું નગર કે જેમાં એકજ જાતના લોકો શીવાય બીજી કોઇ પણ જાતના લોક રહેતા નહોતા, તે નગરમાં જે રહેતા હતા તેઓ દંભી, મોહાન્ધી, નિર્દય છીનાવી લેનારા હતા. તેઓ ઘણા દુર પ્રદેશમા આથડીને અનેક તદબીરથી દ્રવ્ય સંપાદન કરી પાછા આવતા હતા. તેઓમા પરસ્પર ઘણોજ ગાઢો સંપ હતો, તેમના અવાસ રાજમહેલને પણ માન પમાડે તેવાં હતાં, તેમનો વૈભવ અજાયબી આપે તેવો હતો, તેમાંના ઘણા ખરા પોતાને ઘેર રહીનેજ ઠગાઇનું કામ કરતા હતા તેમની ઠગાઈ કોઇના કળ્યામાં આવે નહી તેવી હતી. તેમનો પહેરવેશ રજપુત ઠાકોરના જેવો શોભીતો હતો, તેમની પરોણાગત વખાણવા જેવી હતી, છતાં તેમનું કપટ અત્યંત ઘોર હતું. તેમના છુપા ભેદ કોઇના પણ જાણવામાં આવે તેવા નહોતા. એવા ઠગાઇ કરનારા તમામ ઠગ તે નગરમાં રહેતા હતા, તે નગરમાં ઠગ લોકોનો મુખ્ય એક ઠાકોર હતો. તે ઠગ લોકો ઠગાઇ કરીને જે કંઈ દ્રવ્ય મેળવે તેમાથી દશાંસ હીસ્સો લેતા હતા; તે હીસ્સો પ્રાપ્ત કરવાને તેણે પોતાની સગવડમાં આવે તેવો બંદોબસ્ત કર્યો હતો, તેમનો સંપ એવો હતો કે તેમનો ન્યાય પરસ્પરજ થતો હતો. તેઓ કોઈ બીજા અજાણ્યાને પ્રજા તરીકે વસવા દેતા નહોતા તેથી તેમનું કોઇપણ પ્રકારનું છિદ્ર કળ્યામાં આવી શકતું નહોતું. તેઓ તમામ ખેતીવાડીનું કામ કરતા હતા. તે સિવાય ઠગાઇ માર્ગે વિશેષ

દ્રવ્ય સંપાદન કરી શકતા હતા તેમાં રહેનારા તમારા ઠગ સધન હતા, તેમના બાગ બગીચા દરેક જણના જુદા જુદા હતા, ઘોડા તથા સાંઢણીઓ દરેકને ત્યાં હતી, તેમાં તેમનો જે ઠાકોર હતો તેને ત્યાં તેમનાથી વિશેષ શોભા તથા વ્યવસ્થા હતી. એક સમયે તે ઠગ સમુદાયનો ઠાકોર પોતાના રંગ મહેલના ચોથા મજલા ઉપરની અગાશી ઉપર ઉભો રહી ચારે તરફ નજર કરતો હતો. આ નગર ઉંચી ટેકરી ઉપર છતાં તેના મધ્ય ભાગમાં ઉંચાણમાં આ ઠગના ઠાકોરનો મહેલ હતો. તેથી તેની દૃષ્ટિ નીચાણની તળેટીમાં તમામ રસ્તા ઉપર જતી હતી. બપોર વીતી ગયા હતા. સુમારે ત્રણ વાગ્યાનો વખત થયો હશે તે વખતે ઠગ ઠાકોરની નજરે કોઇ ઘોડા ઉપર સ્વાર થએલો વટેમાગુ આવતો હોય એમ જણાયું, તો પણ એ બાબત તેણે વિશેષ ચોકસી કરવાને પોતાની પાસે એક આયનો હતો તે આયનો સન્મુખ રાખી તેમાં આવેલા સ્વારનું પ્રતિબિંબ જોયું-તે કાચમાં એવો ગુણ હતો કે બે કોસ દુરથી આવનાર મુસાફર પોતાના પોશાકથી સ્વચ્છ રીતે જણાઇ આવે અથવા ઓળખાઈ આવે તેવો અલૌકીક ગુણ તેમા હતો-કાચમાં ઠગ ઠાકોરે જયારે જોયું ત્યારે તેને માલમ પડયું કે કોઇ અમીર જેવો માણુસ આવે છે, અથવા તો કોઈ રાજકુમાર હોય તેમ જણાય છે. ઘણું કરીને ક્ષત્રી કુળમાં ઉત્પન્ન થયેલો રજપુત હોવો જોઇએ તે ફક્ત એકલો છે. તથાપી તેની પાઘડીના શીરપેચ ઉપર હીરાના ત્રણ નંગ શિરબંધી તરીકે જડેલા ઘણા કીમતી નજરે દેખાય છે. તેના ગળામાં ઉત્તમ પંક્તિના માણેકના દાણાની માળા છે અને મોતીની માળા ખાસ નજરે પડે છે. ઉપર ઉપરથી જે તેની પાસે જણાય છે તે સુમારે એકલાખ રૂપીયાનું જવાહીર છે. અહા-હા! જરૂર કોઈ રાજપુત્ર હોવો જોઇએ. આજનો દીવસ ખરેખરો

લાભકારી છે. અવશ્ય આપણે કાર્ય સાધવું જોઇએ; એમ વિચારવાની સાથે તુરત ઉપરના અવાસ ઉપરથી ઉતરી પડયો. તુર્ત બે ઉમદા ઘોડાઓ તૈયાર કર્યા તેમાં એક ઘોડા ઉપર જોઇતો સામાન લઇ પોતે સ્વાર થયો. અને બીજા ઘોડા ઉપર પોતાના ભરૂસાવાળો માણુસ સંકેચિત ધઢવીનો વેશ ધારણ કરીને તૈયાર થયો; બન્નેના જમણા હાથમાં ચાંદીથી મઢેલા હોક્કા શોભી રહ્યા છે. ઠગ ઠાકોરે રજપુતસંગ લડાઇનો ઉત્તમ પોશાક પહેરી લીધો હતો. પોતાની સાથે જે હતો તેને ગઢવીનો પોશાક આપ્યો હતો, તેથી જાણે ઠાકોરની સાથે ધઢવી વાતો કરતો જતો હતો તેવો દેખાતો હતો, ઘણા વેગની સાથે નગરમાંથી આ બન્ને માણુસ નીકળ્યા તેવા નગરથી એક કોસ દુર એક સરીયામ રસ્તા આગળ લીંમડાના ઝાડ નીચે જાજમ પાથરી બેઠેલા હતા. એક ચાંદીનો લોટો તથા પવાલું હતું, તેમાં પાણી ભરેલું હતું. અમલ કસુંબાની ગયણી તૈયાર કરી નીચે ચાંદીની વાડકીયો ધરી દીધી હતી, એક ચાંદીનો ટાટ હતો તેમાં દ્રાક્ષ, પીસ્તાં, બદામના ગોળા ચારોળી, અખોડ, અંજીર, સાકર, છીનેલું ટોપરૂ અને મગદળના લાડુ ગોઠવેલા હતા, આ પ્રમાણે ઠાઠથી બેઠેલા છે એટલામાં એજ રસ્તે થઇને વટેમાર્ગુ મુસાફર કે જે પૃથુસિંહ સન્મુખ દેખાતો નગરમાં પ્રવેશ કરવાને માટે જાય તે જતાં જતાં પૃથુસિંહની નજર ઉત્તમ પ્રકારના તળાવ ઉપર ગઇ; ઘોડો તરસ્યો હતો તેથી તેને પાવા સારૂ તે તરફ લઇ ગયો, ઘોડાને પાણી પાઇને જે પેલા બન્ને જણ બેઠા છે ત્યાંજ આવીને ઉભો રહ્યો તેમના પ્રત્યે પૃથુએ પ્રશ્ન કર્યો કે આ નગરનું નામ શું ? કોણ રાજા રાજ્ય કરે છે ? આ ગામ મુકયા પછી જે બીજું ગામ આવવાનું કેટલે દુર છે ?

ઠગઠાકોર—(મુસાફર પ્રત્યે) આવો, આવો, બેસો થાય છે

જવાય છે, ઉતાવળ શી છે, સાયંકાળ થવા આવ્યો છે; હવે એ ગામ મુકીને આગળ જવામાં શો માલ છે. તમે અમારા મિજબાન છો તમે ગમે તેટલું કરશો પણ આજ તો મારે આનંદથી વાતો કરીને મોટા દર્શનનો લાભ લેવાનો છે. એમ કહીને ઠગ ઠાકોરે ઉભા થઇ મુસાફરનો હાથ ઝાલી મોટા માન સાથે પાથરેલી જાજમ ઉપર બેસાર્યો પછી તુરત પૂછવા લાગ્યો કે આપ ખરેખરો તાપ વેઠીને આવ્યા છો માટે ઠંડું જળ પીને શાંત થાઓ. તમારા જેવા સરદાર સાહેબોનો અમને મેળાપ થવાથી માત્ર આનંદનોજ લાભ છે. આજ તો આપણે જોડે બેસીને ઘેર વાળુ કરીશું. બાદ વાતચીત કરી ગમતમાં વખત ગાળીશું.

**પૃથુપરમાર**—ઠીક છે, જ્યારે તમારો આગ્રહ છે, તેમજ તમારી કૃપા છે તે સાથે તમારો નૌતમ પ્રેમ છે, તે વિગેરે તંતુઓથી બંધાઇને તમારા કહેવા પ્રમાણે આજની રાત્રી હું રહીશ.

એમ વાત કરે છે એટલામાં નજીકમાં જે ગઢવીના વેશથી બેઠો હતો તેણે અમલના પાણીની સ્વચ્છ નાની વાટકીઓ ત્રણ ભરેલી તૈયાર કરી. તેમાંની એક વાટકી ઠગ ઠાકોરના સામી મુકી. બીજી હતી તે આવેલા મુસાફર આગળ મુકી, અને ત્રીજી વાટકી પોતાના આગળ મુકી. પછી તે લેવાને માટે સાન કરી, રજવાડી રીત પ્રમાણે વખતો વખત અમલ લેવાનો મહાવરો પૃથુસિંહને હતો, માટે આ વખતે અમલની વાટકી તેમણે પણ હાથમાં લીધી ને ત્રણે જણાએ પીધી. ત્યાર પછી હુક્કો ગગડાવવા સારૂ બેઠા—તે થઈ રહ્યા પછી દ્રાક્ષ ચારોળી, પીસ્તાં વગેરે દરેક ચાંદીની મોટી વાટકીમાં ગોઠવીને દરેક આગળ મુકવામાં આવ્યાં તેમાંથી ખરબંજણું ચલાવવા માંડ્યું: આ પ્રમાણે વ્યવહારિક ક્રમ થવા લાગ્યો તેમાં—ઠગઠાકોરે નવિન આવેલા

મુસાફર પ્રત્યે વાત શરૂ કરી.

નવિન આવેલા સ્વાર પ્રત્યે—કહો મહેરબાન; આપ કયાંથી આવો છો ? અને કયાં જવું છે, આપનું વતન કયાં છે, અને કયા વંશમાં આપનો જન્મ થયેલો છે ?

નવિન સ્વારે ઉત્તર આપ્યો કે—અમરકંટક પર્વતની મધ્યમાં વીસ્તીર્ણ ઉંચ તળેટી પ્રદેશમાં વીલાસનગર છે તે નગરના પરમાર રાજા અમરસિંહ છે તેમનો હું પૃથુસિંહ નામનો પુત્ર છું; વગર સાથીતાએ દેશાટન કરવામાં કેવી હરકતો વેઠવી પડે છે તે હરકતો વેઠીને દેશાટન કરવું, એવો મ્હારો નિશ્ચય થયો હતો, તે ઉપરથી હું એકલોજ ફરવા નીકળી પડયો છું; જેમાં મને ખાનગી રીતે નવિન લાભ થતો જાય છે. સ્વતંત્રતાની મુસાફરી જે પ્રકારનું ઉત્તમ ફળ બક્ષે છે તેવું પરતંત્રતાની કે સુખ માર્ગની મુસાફરી ફળ બક્ષતી નથી. જો કે હું તેવી સ્થીતીમાં ફરૂં છું તોપણ આ સ્થિતિ મને ઘણી આનંદકારી લાગે છે સ્વાભાવિક જેમ જેમ મને સુગમ પડે છે તેમ તેમ તે તરફ જવાની મારી મુસાફરી છે. અમુકજ ગામ જવું અને અમુકજ કાર્ય કરવું છે એવા પ્રકારનો મારો નિગ્રહ નથી; જેથી પ્રવાસનું નિશ્ચય પ્રમાણ બાંધ્યું નથી.

નવિન આવેલો મુસાફર જેમ જેમ ઉપર પ્રમાણે મતલબથી વાત કરતો જાય છે તેમ તેમ તે વાત સાંભળનાર ઠગ ઠાકોર જાણે આશ્ચર્ય પામી ગરક થઇ ગયો હોય, જાણે ઉમંગ રૂપી સરીતામાં ઝુલતો ન હોય ! જાણે આનંદમાં મસ્ત થઇ ઉઠીને ભેટી પડવાનો દેખાવ કરતો ન હોય તેવા દેખાવ વાળા ફરતી કરીને વાત પુર્ણ થવાની સાથે તુરત તે ઠગ ઠાકોર આવેલા સ્વારને ભેટયો, હૃદય સાથે ચાંપ્યો, નેત્રમાં પ્રેમના અશ્રુ ખરી પડવા માંડયાં. ત્યારબાદ મોટો અલ્લાબાદ પ્રાપ્ત થઇ ગયો,

અને તુરત નવિન સ્વારી પ્રત્યે બોલવા લાગ્યો કે,

અહાહા ! ધન્યભાગ્ય, મહારે ઘેર બેઠાં ગંગાનો પ્રવાહજ મલ્યો, અમારે તમારો કેવો સંબંધ છે એ તમારા જાણુવામાં નહિ હોય; કેમ કંઈ જાણુવામાં છે કે ?

**પૃથુસિંહ**—હું કેવળ અજાણ્યો છું; માટે હવે તો મને આપની સાથેનો સંબંધ જાણુવાની ઇચ્છા થઇ છે માટે મહેરબાનીથી કહો.

**ઠગઠાકોર**—( પોતાની છાતી ઉપર હાથ મુકી આકાશ તરફ નજર કરી જાણે આશ્ચર્ય પામતો હોય ! આકૃતિ ભાવ કરીને. ) તમે અમારા જમાઇ છો અને હું તમારો સાસરો છું, સમજ્યા કે ?

**પૃથુસિંહ**—( નિચું જોઇને ) મને તો આશ્ચર્યજ લાગે છે કે આમ હોય તો હું કેમ જાણી ન શકું !

**ઠગઠાકોર**—અમરસિંહ હજુરે મર્યાદા રાખીને તમને કહ્યું નહિ હોય, માટે તમારા જાણુવા બહાર છે. તમારૂં લગ્ન થયું નથી અને હું સસરો કહેવાઉં છું, કેમકે જ્યારે તમારો જન્મ થયો ન હતો તે પહેલાં કોલ કરાર થએલો છે.

**પૃથુસિંહ**—( આશ્ચર્ય સાથે ) કહો મારા સમ મારે એ વાત જાણુવાની ઘણીજ અગત્યની છે.

**ઠગઠાકોર**—તમારા પિતાજી યુવાવસ્થામાં પોતાની વહુજી સાથે કાશીમાં આવ્યા હતા અને હું પણુ તે સમયે મારી સ્ત્રી સાથે કાશીમાં ગયો હતો, સુમારે સોમવારના દીવસે પ્રાતઃ કાળમાં મણિકર્ણિકા કિનારે તમારા પિતાની સાથે મારો મેળાપ થયો. મને મળતાંજ તે ઘણા આનંદ પામ્યા. હું તેમનો યુવાવસ્થાનો મિત્ર છું. તેથી તેમનું મન મને જોઇને પ્રફુલીત થયું, તેવીજ રીતે તમારાં માતુશ્રીની સાથે મારી સ્ત્રીનો સખીભાવ અર્થાત બહેનપણીનો ભાવ હતો. તેથી બન્ને

સાથે સાથે મણિકર્ણીકા કીનારા ઉપર સ્નાન કરતાં હતાં—આ વખતે બન્ને સગર્ભા હતી. સ્ત્રીઓનો ધર્મ છે કે પોતાનો વંશ જેમ વૃદ્ધિ પામે તેવી ઇચ્છા કર્યાજ કરે. પુત્રની વાંચ્છનાવાળી એવી બે યુવતીઓએ આનંદના દિવસ પેટે રહ્યા છે તે બાબત વાતો ચરચાવવા લાગી; તેમાં છેવટે બન્નેએ આવેશમાં એવો નિર્ણય કર્યો કે જેને પુત્ર થાય અને જેને પુત્રી થાય તો એક બીજાનું લગ્ન કરવું, પણ અત્યારથી આ ગંગા કિનારે મણિકર્ણીકા રૂપી ભવતારણી પવિત્ર દેવીની સત્તા રૂપ જળ હાથમાં લઇને પ્રતિજ્ઞા કરીએ છીએ કે જ્યારે તેમ થાય ત્યારે તેમનું લગ્ન અત્યારથીજ થઇ ચુકયું છે. આ પ્રમાણે પરસ્પર ગંગાનું જળ મુકીને પોતાના ઉતારામાં આવ્યા. તમારી માતુશ્રીએ પણ તમારા પિતાને પોતાના પણની વાત કરી અને મારી સ્ત્રીએ બનેલી હકીકત તથા નિશ્ચય વાત મને કહી. બીજે દિવસે તમારા પીતાજી અને અમે બન્ને મળી આ વાત ચરચાવી તેમણે પણ તે વાત કબુલ કરી. ત્યાર બાદ જયાં સુધી અમે કાશીમાં રહ્યાં ત્યાં સુધી પરસ્પર બેસવું ઉઠવું, ગાનતાન, રંગતાલ અને મોજમઝા કર્યા કરતા હતા. જ્યારે વૃત્તિ ત્યાંથી ઉપડી ત્યારે એક બીજાથી છુટા થઇ આ તરફ આવ્યા—હવે ઇશ્વરે તેવોજ યોગ્ય લાવીને ગોઠવ્યો છે. કન્યા હદ ઉપરાંત મોટી થઈ ગઇ છે અર્થાત તમારી ઉમ્મર પ્રમાણની થઇ છે. મ્હેં તમારા પિતાજી ઉપર કાગળ બહુ લખ્યા હતા પણ તેમણે અત્યાર સુધી ધ્યાનમાં લીધું નથી. તેનું કારણ શું! કંઇ કહી શકાતું નથી.

**પૃથુસિંહ**—આ વાતની મને ખબર નથી. મારૂં લગ્ન સાત આઠ વરસથી થયું છે. મારી રાણીને એક પુત્ર ચાર વરસની ઉમ્મરનો છે છતાં આપનો આવો સંબંધ મારા જાણવામાં આવ્યો નહી,

એને માટે હું ઘણોજ વીચાર કરૂં છું કદાપી પીતાજી મને વાત કહે નહી, તોપણ દીવાન તો જાણેજ, એમ નહી તો મારી માતુશ્રી પણ જાણેજ. કોઇને પણ કાને વાત જાય અને તેથી કંઇ પણ ગને-સનેથી થોડી મતલબ પણ હું જાણી શકું. પણ તેમ થવાનું કારણ શું હશે! તર્ક કરવાને આગળ હરકતો પડે છે.

**ઠગઠાકોર**—અલબત ! તમને તો શંકા આવેજ, પણ આપના પિતાજીને અમારા કુળ કરતાં ઉંચા કુળની કન્યા મળવાથી. આ વાત ઉપર ધ્યાન આપ્યું નહિ અને સાક્ષાત ગંગાદેવીના ગુન્હેગાર થયાં. સત્ય ઉપર શસ્ત્રનો ઘાવ નાંખ્યો છે, તમે અહીંયાં પંદર દીવસ અમારે ઘેર રહો અને અહીંથી આપના પીતાજી તરફ પેગામ સ્વાર મોકલીયે પછી તેનો ઉત્તર તમારા પિતાજી તરફથી કેવો આવે છે તે તુરત જણાશે.

અત્યાર સુધી તો તે ભાઇ સાહેબ અમારા પત્રોનો જવાબજ ગળી ગયા છે અને હવે પત્રનો જવાબ ગળાય તેમ નથી, કારણ કે તમે અમારે ત્યાંજ છો એમ જ્યારે તે જાણશે તથા પૂર્વે ગંગા-નદીનું જળ હાથમાં લઈ પ્રતિજ્ઞા કરી છે એ વાત માટે જો તેમને બીક હશે તો જરૂર તુરતજ પત્ર લખશે; વિશેષ કરી તમે અહીંયાં છો માટે સમજાવીને લગ્ન કરી દેશે એવી પણ કદાપી વૃત્તિ હોય તો તુરતજ જવાબ આવશે. એવો વિચાર તેમનો ગમે તે હીતનો હોય તોપણ સત્ય પ્રમાણે વર્તવાને પૂર્વે સત્યવાદી પુરૂષો કેવા બધાયા હતા ? તેનો દાખલો આખું જગત જાણે છે.

**પૃથુસિંહ**—( ઠાકોર પ્રત્યે ) તો શું ! તમે તમારી દીકરીને અત્યાર સુધી કુંવારી રાખી છે ?

**ઠગઠાકોર**—હા,-મને તો ગંગાના જળનો ભય છે, સત્ય પ્રમાણે ચાલવું એવો વીવેક છે, જ્યારે તમારા પીતા ચોખ્ખી ના લખે,

તોજ મને બીજું કાર્ય સુઝે પણ તે તો નાયે નહી અને હા પણ નહી, પછી કેમ કરવું !

**ધઢવી**—ખરી વાત છે જેઓ વચન પાળે છે તેમને તો બલિહારી છે.—સત્યવકતા પુરૂષોનાં નામ આ દુનિયામાં અચળ રહી ગયાં છે. જુવો કે:—

**॥ छपो ॥**

**वचन काज नृप धर्म गये बनवास उलटकर**
**बजन काज हरिश्चंद्र फिर्यो जहां तहां परिश्रमकर**
**बजन काज रघुराम वाळी वानरको मार्यो**
**बजन काज श्रीकृष्ण मित्रको रथ हंकार्यो**
**हरसिद्ध कहत यह बचन हित निज जन तन अर्पन किजे,**
**यह धरनि बचन आधारतें ॥ सकळ बीज सिरमर**
**लिये ॥ १ ॥**

એક વચનને માટે પાંડવમાં શ્રેષ્ટ ભ્રાત ધર્મ રાજાએ વનવાસ પોતાના ભ્રાત માતુ સહિત ભોગવ્યા હતો,–વળી સત્ય વચન પ્રતિપાલનને અર્થે હરિશ્ચંદ્ર રાજા જ્યાં ત્યાં અનેક પ્રકારની ઉપાધીગો અને દુ:ખ પરિશ્રમ વેઠીને ફર્યો હતો,–વચનને માટે શ્રી રામચંદ્રજીએ વાલી વાનરને માર્યો હતો, તેમજ વચનથી પ્રતિબંધન થઈને શ્રીકૃષ્ણ ભગવાને અર્જુનનો રથ હાંકયો હતો, હર્ષદ કહે છે કે એ પ્રકારે સત્ય વચન પાળવાને સારૂ કેટલાક ગુણી સજ્જનો પોતાનું શરીર અને ધન માત્રનું અર્પણ કરી ચુકયા હતા, વળી આ પૃથ્વી પણ વચન આધાર વડે કરીને આ સૃષ્ટીનો બોજ સહન કરે છે. માટે વચન એજ માણસનું ભુષણ છે.

**ઠગઠાકોર**—ખેર, અમરસિંહજીએ કદાપી એ વાત મુલતવી રાખી હશે, જ્યાં સુધી તેમને ખુલાસો નથી આપ્યો ત્યાં સુધી તેમનો વિચાર ના કહેવાનો નથી એમ તો નક્કી થાય છે તેમાં વળી ઘેર બેઠે ગંગા ! પછી કહેવું શું મને આજનો આનંદ અલભ્ય જેવો છતાં સહેજ તે આનંદનો લાભ થઈ ગયો છે.

**ગઢવી**—( ઠગ ઠાકોર તરફ જોઈને ) કહો હવે શી આજ્ઞા છે ! બીજીવાર જરા અમલ કાઢું કે !

**ઠગઠાકોર**—હા, હા, કાઢો તો ઠીક પછી આપણે ઘેર જઈએ.

**પ્રથુસિંહ**—શા માટે ! હવે કોને લેવો છે !

**ઘઢવી**—એમ તે હોય કે ! તમે તો અમારા જમાઈ છો માટે હવે તો ના નહિ કહેવાય.

**પ્રથુસિંહ**—તે જ્યારે હદ ઉપરાંત થાય ત્યારે શરીરને નિર્માલ્ય કરે છે.

**ઘઢવી**—અરે ગરિબપરવર ! એમ તે હોય કે.

॥ कुंडलिया ॥

**चैन अमलको चो गुनो, पीवत प्रगटे नूर**
**जोबन हें गजराजको, बाढे हृदय गरूर**
**बाढे हृदय गरूर, शूरपनमें बुधशाली**
**स्त्री स्थंभनके मध्य मरदको करे**
**कहत सु कवि गुनजान, बदन ज्यौं प्रफूक कमलको**
**रहे मस्त भरपुर, चौगुनौ जन अमलको**

અમલથી શરીરની કાન્તી ચાર ઘણી દેદીપ્યમાન દીપી ઉઠે છે. શરીરનું વાન કામકોડીલા જેવું દેખાય છે. સિંહની માફક બળવંત

જોબન પ્રાપ્ત કરે છે અને શરીરમાં ગર્વનો અંશ વધે છે, સ્ત્રીયોને આનંદ આપવામાં સમર્થ થાય છે. શરીરને પ્રફુલ્લ થએલા કમળ જેવું રાખે છે, અને મસ્ત સ્થિતિમાં રહે છે, માટે અમલની બલિહારી તો ઔરજ હોય છે—એમ બોલીને કિંચિત ભાગ અમલનો પ્રથુસિંહને આપ્યો, તે સાથે ઠાકોરે અને ધઢવીએ અમલ લીધું, અને એક બીજાને રંગ આપવા લાગ્યા, ધઢવી બોલ્યો કે રંગ છે તમને; ત્યારે ઠાકોર બોલ્યો કે રંગ છે ધઢવી તમને. એમ પરસ્પર બોલીને કસુંબો ગટ કરી ગયા. અને ફરીથી હોકકો ગગડાવા લાગ્યા. ત્યારે પ્રથુસિંહ હાસ્ય વિનોદ દાખલ ધઢવીને એટલું કહ્યું કે તમે પરસ્પર રંગ મોઢે બોલીને શાંનો આપ્યો! કેમકે જેમણે આર્યનું રક્ષણ કર્યું છે તથા જેઓ આર્ય ભુમિમાં પરાક્રમિ કહેવાય છે તેમને રંગ ( ધન્યવાદ ) આપવામાં આવે છે, ત્યારે શું તમે બન્ને તેવા છો કે?

**ધઢવી**—શાબાશ મ્હારા મેહેરબાન ( એમ કહીને તે હવે બોલવાની છટા ફેરવે છે. ) આપે પણ ઉત્તમ પ્રકારનો પ્રશ્ન કર્યો છે, યદ્યપિ આપનો પ્રશ્ન ખરો છે. અફીણ લેતી વખતે એક બીજાને રંગ આપીએ છીએ, એતો માત્ર શોભા છે પણ જ્યારે ખરેખરો રંગ આપીએ છીએ તે રંગને લાયક જુદા પરાક્રમી ગણીએ છીએ તે કોણ! સાંભળો.

॥ कुंडलियो ॥

**रंग उनूकू देत, कर मात तातकी सेव**
**सत्य शूर दाता दया, चरन चित गुरुदेव**
**चरन चित गुरुदेव, बचन मीठो मुरख बोले**
**एक युवति पतिव्रत औरपे कच्छ न खोले**

हर्षद करहु निदान, कबहु न विकार जनुकु
करत मातकी सेवा ॥ देत हें रंग उनूकू

॥ कुंडलिया ॥

फरसी धरकों रंगहें ॥ करमें फरसी लीन
शस्त्राजुंन कर छेदिके, नछत पृथिवि करदीन ॥
नछत पृथिवि करदीन ॥ विप्र फरसी धर कहायो ॥
पितर वचन प्रतिपाद अमरपद जगमें पायो
हर्षद अति बलवंत मान मर्दन महिधरको
हेत उमंग भर रंग रंग है फरसी धरका ॥ २ ॥

राय करनेको रंग है ॥ बाणावलि गुनजान
विपत समय हार्यो नहि ॥ कियो कनकको दान
कियो कनकको दान सत्यव्रत भंग न कीनो
कनक दंतको मर्ण समय ब्राह्मनको दीनो
हर्षद अडग उदार धन्य अैसे धैर्य धरनको
महाशूर रनधिर, रंग हें राय करनको

હે પ્રથુસિંહજી હજુર ? અમલ કસુંબા લેતી વખતે તો આવા આવા શુરવીનેજ અમે રંગ આપીએ છીએ, પણ જે દેડકુ દેખીને ભડકે એનું તો અમે નામ પણ દેતા નથી.

**પ્રથુસિંહ**—વાહ વાહ ગઢવી ! તમે તો વીચિક્ષણ જણાઓ છો તમારા સહવાસથી તમામ વખત આનંદમાં જ વ્યતિત થાય.

**ઠગઠાકોર**—( ઉભો થઈને ) કેમ ! આપણે આપણા મુકામ તરફ ચાલીએ તો ઠીક, કેમકે સાંજનો વખત થઈ ગયો છે, ( એમ કહી પ્રથુસિંહ તરફ નજર કરીને ) કેમ હજુર હવે આપણે ઘોડાપર સ્વાર થઈ નગરમાં પ્રવેશ કરીએ.

**પ્રથુસિંહ**—બહુ સારૂ, ચાલો. એમ કહીને નગરમાં પ્રવેશ કરીને ઠગઠાકોરના વિસ્તીર્ણ મહેલમાં જવા લાગ્યો.

મહેલનો દેખાવ ઘણો શોભાયુક્ત હતો. તે મહેલની આગળની બાજુએ વિશાળ છુટી જમીન હતી. તેમાં ફુલ બાગ બનાવેલો હતો. વચમાં જળના ફુવારા હતા. દ્રાક્ષ વીગેરે વેલીકાઓના અનેક પ્રકારના માંડવા હતા. ઠેર ઠેર બેઠકો હતી તે સઘળી વટાવીને છેક મહેલ નજીક આવ્યા ત્યારે મહેલના અડોઅડ પત્થરથી ફરસબંદી કરેલો મોટો ચોક હતો જેની ચારે તરફ બેઠકો ગોઠવી હતી. તે ચોકની અંદર મોટા પલંગ બીછાવેલા હતા. તેના ઉપર મશરૂ અને કીનખાબના મોટા ગદેલા પાથર્યા હતા. તે ઉપર પ્રથુસિંહને બેસાર્યા, તેમની જોડેના પલંગ ઉપર ઠગઠાકોર બેઠો હતો એટલામા બે મસાલચી મસાલ પ્રગટાવીને બાજુ ઉભા રહ્યા. એટલામાં ઘરમા નોકરો, હાજર થયા. દરેક જણને કામની વ્યવસ્થા ઠાકોરે બતાવી દીધી. આ વખતે ચડતી હાજર નહોતો. ફક્ત પ્રથુ અને ઠાકોર બેજ જાગૃ હતા. જરાકવાર થઈ એટલે ઠાકોરે પ્રથુને કહ્યું કે એક ઘડી વાર જરાક તાજી હવા લેવાને આપ આ જગોએ આરામ લ્યો. હું જરાક જનાનખાનામાં આપના આવ્યાના સમાચાર વીગેરે આપવાને જાઉં છું. પછી તુરત આપની જ પાસે આવું છું—એમ કહીને ઠગઠાકોર મહેલની અંદર ચાલ્યો ગયો.

---

# પ્રકરણ ૮ મું.

## પ્રથુસિંહના મનનો ગુંચવડો અને વિચિત્ર દેખાવ.

આ તરફ પ્રથુ પલંગ ઉપર આળોટતો ભારે વીચારના મોજામાં સપડાવા લાગ્યો, તેને એકંદર ઠગ ઠાકોર તરફની હકીકત ઉપર ઉંડા વીચાર ઉત્પન્ન થવા લાગ્યા, વળી પોતે સંકલ્પ વિકલ્પ પણ કરવા લાગ્યો. અરે હું કેવો ભાગ્યશાળી કે મુસાફરી કરતા સાસરે આવી પહોંચ્યું! પણ તે શું ખરી વાત હશે! ખરૂંજ હોવું જોઇએ. કેમકે આ ઠાકોરને જુઠું બોલવાનું કંઈ કારણ જણાતું નથી. કોઈ એહેવો ન હોય કે પોતાની દીકરીને વગર વિચારે વળગાડે. ના ના એમ તો શું હોય. જ્યારે આ તરફ નજર કરીએ છીએ ત્યારે ઠાકોરના કહેવા ઉપર વજન લાગે છે. જ્યારે મારા પિતાજી તરફની હીલચાલ ઉપર ધ્યાન આપું છું તો આ ઠાકોરની કન્યા સાથે મહારા લગ્ન માટે થએલી વાત અત્યાર સુધી કેમ છુપી રહી. અગર પિતાજીએ મારૂ લગ્ન આ જગોએ વચન આપ્યા છતાં કેમ ન કર્યું તેનું શું કારણ હશે, હે ઇશ્વર! આમાં ખરૂં શું છે? તે કંઈ જણાતું નથી, ખરે હરી ઇચ્છા; પણ તે કન્યા કેવી છે તે તો પ્રથમ જોવી જોઇએ! પછી વાત; એમ વીચાર કરતો કરતો લીન થઈ ગયો. એટલામાં ઠગઠાકોર ઘરમાંથી બહાર આવ્યો અને પ્રથુસિંહની જોડે બેઠો, અત્યંત પ્રેમના આવેશમાં આવેલો ઠગઠાકોર પ્રથુસિંહ પ્રત્યે કહેવા લાગ્યો—કે આપ હવે આ મકાનના ચોથા મજલા ઉપર પધારો આપને વાળુ કરવાને માટે તમામ સાધનો મારી પુત્રી **વાસંતી**એ તૈયાર કર્યા છે ને તે પણ ઉપર છે; આપના અશ્વ ઉપરનો સામાન નીચે ઉતાર્યો છે અને કપડાં વીગેરે જે કંઈ આપની હડફીમાં હશે તે હડફી ચોથા મજલા

ઉપર ઘણી સંભાળથી મોકલી દીધી છે; આપ સુખે ઉપર પધારો કેમકે મુસાફરીનો પરિશ્રમ ઘણો જ થયો હશે, એમ કહી નજીકમાં એક દાશી ઉભી હતી તેને આજ્ઞા કરી કે આ પ્રથુસિંહજી હજુરને ઉપરને ચોથે મજલે રંગ મહેલમાં લઈ જા.

દાસી ચાલાક હતી. યુવાન હતી. તેણે પ્રથુ આગળ આવીને ઘણી નમ્રતાની સાથે હાવભાવ યુક્ત મંદ હાસ્યથી બોલવા લાગી કે પધારીએ હજુર.

પ્રથુસિંહ તે દાસીની પાછળ પાછળ મહેલમા ચાલ્યા ગયા. પ્રથુ અને ઠગઠાકોરની દાસી ચોથા મજલે જના પહેલાં હવે તે ચોથા મજલા ઉપર ઠગઠાકોરની શ્રેષ્ટ રૂપવંતી વાસંતી શું કરે છે કિંવા તેણે કેવી ગોઠવણ મુકી છે, તેની જરા માહીતી લઈએ.

નવા આવનાર મિજબાનને મોહીત કરવાને જેટલા શૃંગાર ધારણ કરવાના હતા તેટલા અતી ઉત્તમ પદ્ધતીથી ધારણ કર્યા હતા, તે વાસંતી પ્રૌઢા હતી છતાં પરણાવી નહોતી તેનામાં લાવણ્યતા એવી હતી કે ચતુર પુરુષો તેના ઉપર પ્રેમ રાખ્યા વિના રહેજ નહી. તેનું સ્વરૂપ ઉર્વશી જેવું હતું. તેનામાં પવિત્રતા હતી. તે કેવળ પ્રેમાળ દયાળુ અને સત્યવક્તા હતી, તેના આચરણ મનુષ્યનું મન હરી લે તેવાં હતાં તેને જોતાંજ મોહ પ્રગટ થાય તેવો તેનામાં કુદરતી પ્રગટ થએલો હાવભાવ હતો, યદ્યપિ તેનો જન્મ નિદય કપટી અને અઘોર કૃત્ય કરનારા ઘાતકીને ઘેર થયો હતો. તેનું પાલણ તેવા મા માબાપના હાથ નીચે થયું હતું, તેથી માતપીતાની આજ્ઞાનુસાર તેને ચાલવું પડતું હતું, આ પવિત્ર અને નિષ્કલંક અબળાના હાથથી સેંકડો માણસોનાં મર્ણ થયાં હશે, તેના માટે આ દયાળુ વાસંતી ઘણો પ્રશ્ચાતાપ કરતી અને મોટો નિશ્વાસ નાંખતી હતી. આ એકજ પુત્રી હતી આખા નગરમાં વાસંતી જેવું સ્વરૂપ કોઈનું પણ નહોતું,

તેથી તેના મોહ પાસમાં કીટ પતંગ જેવા ફસી પડનારાઓને ફસાવવા માટે ઠગઠાકોરે આ પવિત્ર બાઈનું લગ્ન કર્યું નહોતું. આટલી બધી ઉમ્મરની યુવાવસ્થાએ પોહોચેલી છતાં તેનું લગ્ન ન કર્યું, તે માત્ર ઠગઠાકોરના પોતાના સ્વાર્થનું કાર્ય સિવાય બીજું કંઇજ નહોતું. તથાપિ તે વાસંતિ કેવળ નિરાશ, ઉદાસ, અને કામજ્વરથી પીડીત રહેતી હતી. પોતાના પિતાને ઘેર ખાન પાન તથા વસ્ત્રાદિક અમુલ્ય દાગીના અંગ ઉપર ધારણ કરવાનો લાભ મળતો હતો. તે સઘળું તેને દુઃખદાયક લાગતું હતું, તે પોતાના જેવો ચતુર, ચાલાક, શૂર અને બુદ્ધિવાન વીર પુરૂષને ચાહતી હતી, પણ તેવો તેને કદાપિકાળે મળતો નહોતો. અત્યારસુધી તેના મોહફંદમાં જેઓ મર્ણ પામ્યા અને તેમાં અત્યંત પૈસો મેળવ્યો. તે કાર્યમાં મન મોહન કોડીલો કોઇ પુરૂષ તેની નજરમાં આવ્યો નહોતો. તેથી હર વખતે પોતાના નિચ કાર્યને ધીક્કાર આપતી ઉમંગ રહિત રહેતી; પણ આજ તેના હૃદયમાં મોટી આશા બંધાયલી હતી, પણ તે આશા લુલી હતી કેમકે તેના પિતાના દુર્ઘટ બંદોબસ્તમાંથી નાશી છુટવાને તે અબળાની બીલકુળ હીમત નહોતી. તેમ તે અબળાને મદદ આપનાર શૂર પુરૂષ મળે એવો સંભવ નહોતો, પણ આજે કોઈ રાજપુત્ર આવ્યો છે તેવી વાત તેના ઘરમાંથી તેણે સાંભળી હતી, તથાપિ તે નિરાશ થઈ હતી. કેમકે માત પિતાની સખત આજ્ઞા પ્રમાણે ઘાતકી કાર્ય કરવાનો તેના ઉપર મોટો બોજ હતો. યદ્યપિ તે રાજકુમારને જોવાને તથા તેના ચાતુર્યતાની પરિક્ષા કરવાને ઉલટવાળી થઈ હતી. તે પૌઢા થઈ હતી, તો પણ તે પવિત્ર રહિ હતી, તેણીએ પોતાનું શાયળ ભંગ કર્યું નહોતું, એમ થવાનું કારણ એ હતું કે તે ચતુર અને બુદ્ધિવાન હતી તે પોતાને મન માનીતો પસંદ કરવાને તેનામાં

મોહ હતો એટલા માટે તેનું શિયળ સચવાયું હતું; એવી વાસંતી આજરોજ મોતીની શેરનું વેણીમંડન મુસ્તક ઉપર ઠરાવીને વીશાળ ભાલમાં ઉંચી પ્રતના પોખરાજ જડેલો કુંડનવાળો ગોળાકાર ચાંલ્લો ચોઢી દીધો હતો. કંઠમાં મુક્તાહાર ધારણ કર્યો હતો. તેનું શરીર લોહીથી ભરેલું હતું. તેનાં નેત્ર દેવતાઓના હૃદયને પણ વેંધી નાંખે તેવાં હતાં. તેની નાસિકા અને ઓષ્ટ કેવળ મોહક હતાં. સર્વાંગ નીભાગ સામુદ્રીક પ્રમાણે શુભ લક્ષણયુક્ત હતા. તેણે ધવલ વસ્ત્ર ધારણ કર્યું હતું. તેની કાન્તીના પ્રમાણમાં જેટલી શોભા માત્ર દેખાય તેટલી શોભા શાક્ષાતકાર પ્રતિપાદન થઈ રહી હતી; તેણીએ ચોથા મજલા ઉપર ઇંદ્રભુવન જેવું કરી મુકયું હતું. નાના નાના પ્રકારની વસ્તુઓ ચારે તરફ ગોઠવી હતી, મધ્ય ભાગમાં ઉત્તમ ગલીચા શેત- રંજીઓ ઉપર બીછાવ્યા હતા. મોટા ગાદી તકીયા ગોઠવ્યા હતા. તમામ સામગ્રી તૈયાર કરીને સ વવર્તમાન વાસંતી ચોથા મજલા ઉપર એક ગાદી ઉપર સ્વસ્થ થઈને તથા એક પ્રકારની આશાના તરંગમાં ઝોકાં ખાતી બેઠેલી છે. એટલામાં એક પુરૂષ કે જે પૃથુસિંહ હતો, તેણે આ શુસોભિત આવાસમાં પ્રવેશ કર્યો.

પૃથુ જેવો ચોથા મજલે ચઢે છે તેટલામાં વીજળીની માફક ત્વ- રાથી ગાદી ઉપરથી ઉભી થઈ ઘુમટો વાળીને એક બાજુ ઉપર વાસંતી ઉભી રહી, હાથથી સાન કરીને ગાદી ઉપર બેસવાને બતાવ્યું.

પૃથુ ગાદી ઉપર બેઠો અને ચારે તરફ જોવા લાગ્યો જેથી તેની તમામ રચના મનોહર લાગી, નજીકમાં દશ મુખવાળી ચાર દીવીઓની જ્યોતનો ઉજાશ સ્વચ્છ હતો તેથી પ્રથુની કાન્તી કામદેવ જેવી જોઈને વાસંતી કેવળ મોહ પામી, પણ તે તેનું મોહ લુબ્ધ થતું વૃથા છે એમ તે માનતી હતી. કારણ કે પરાધીનતાથી

તેણીને પોતાનું કર્તવ્ય કર્યા વિના છુટકો નહોતો, યદ્યપિ આવા કામકોઠીલા કુંવરને મોતના પંઝામાં સપડાવવો એ દલીલ તેને ઘણી દુર્ઘટ લાગી. અંતઃકરણમાં ઘણી ખીન્ન થઈ અને પોતાના દુર્ભાગ્યને ધિક્કારવા લાગી. તેની સાથે ધારે ધારે તેની મનોવૃત્તિ બદલાવા લાગી. સંકલ્પ વિકલ્પરૂપી ગોદ્ધાઓએ તેને ખેંચતાણ કરવા માંડી, પણ માતપિતાના અન્નથી તે પોસાયલી, તથા તે શિવાય બીજો ખરો આધાર નહિ હોવાથી પોતાનું કર્તવ્ય બજાવવા ઉપર મનનુ વલણ ચોકસ થતું ગયું. આ પ્રમાણે વાસંતી વિચારરૂપી ભારે મોજામાં ડોલમડોલા થવા લાગી અને છેવટે વિચાર શુન્ય જેવી સ્તબ્ધ થઈ ઉભીજ રહી.

જ્યારે આ પ્રમાણે થયું ત્યારે યુવક પૃથુસિંહ એકી નજરે યૌવના તરફ જોવા લાગ્યો આ વખતે પૃથુ અને તે વાસંતી શિવાય આ વિભાગમાં બીજુ કોઈપણ નહોતું તેથી પૃથુને મર્યાદાનો અંત સ્પષ્ટ અંતઃકરણમાંથી ખસેડવાને ફાવ્યો તેને આ વખતે વાત કરવાને ઉત્તમ એકાંત તક મળી હતી. તેનો વિચાર કાંઈ જુદીજ પ્રકારનો હતો તે માત્ર તેની ચાતુર્યતા, મધુરતા, સ્વરૂપ, ગુણ વીગેરે જોવાને ધારતો હતો, તેથી કેવળ અધીરો અને ઉતાવળો થઈને પૃથુ તે વાસંતી સાથે ઉચ્ચાર કરવા લાગ્યો.

હે રમણિ! તમે આટલી બધી લજ્જાયુક્ત દુર કેમ ઉભાં છો પારી પાસે તો આવો! હું તમારો ઈતીહાસ પ્રથમથીજ જાણી ગયો છું! તમારા પીતાએ મને તમામ વાત કહી છે મારા જન્મ પહેલાં જ તમારી સાથે મારૂ લગ્ન કરવાનું નિશ્ચય કરેલું છે. તેથી તમે શા માટે મર્યાદા રાખો છો!

શાસ્ત્ર વિધિ પ્રમાણે લગ્ન થયા સિવાય હું તમને સ્પર્શ પણ કરવાનો નથી સેદ્યપી મ્હારી પાસે બેસીને મધુર ભાષણ કરો તો મને મોટો આનંદ થશે.

**વાસંતી**—( પ્રથુના કહેવા પ્રમાણે સન્મુખ આવીને બેસે છે ) હજુર ! અમો અબળા જાતીને લજ્યા ઘણી હોય છે. અમારે ઘર બહાર નીકળવાનો કદી પણ પ્રસંગ બનતો નથી તેથી આપ પહેલવહેલા અહિં આવ્યા તેથી મારા કેટલાક વીચારમાં હું લીન થઈ હતી.

**પ્રથુસિંહ**—( વાસંતીએ મલમલનું ઝીણું કપડું પહેરેલું હતું તેથી જો કે ઘુંમટો કર્યો હતો તો પણ તેનું ચંદ્રવદન અંદરથી દેખાતું હતું તે જોઇને પ્રથુ ચલાયમાન થયો અને કહેવા લાગ્યો કે ) તમે મારી મર્યાદા શા માટે રાખો છો ! એમ કહીને પ્રથુએ તેના ઘુંમટાનો પટ હાથેથી તાણીને ખસેડી નાંખ્યો.—પછી કહેવું શું ! પ્રથુ જે મનમાં ધારતો હતો તેથી પણ હજાર દરજે લાવણ્યતા, સ્વરૂપ અને શોભા નજરે પડી. કેવળ તેને જોઇને દિગમુઢ જેવો બની ગયો, પણ તેનામાં વિવેક હતો તેથી ઠેકાણે આવીને બીજી વાતચિત કરવા માંડી એટલામાં **વાસંતી** બોલી હજુર સાહેબ ! આપણે પ્રથમ તો ભોજન કરી લઇએ. પછી નિવૃત્તિથી વાતચિત કરવાનો વખત મળશે. એમ કહી દાસીને ઘાંટો પાડી બોલાવી, દાસી હાજર થઇ તેને નેત્રના અણસારાથી સમજાવીને કહ્યું કે બે મોટાં ટાટ પીરસી લાવ.—વાસંતીની આજ્ઞા પ્રમાણે તુરત જ ભોજન કરવાના મોટા થાળ લાવીને હાજર કર્યા, તે બન્ને થાળમાં મોટો ભેદ અને ફેરફાર હતો, આવેલા મિજમાનને માટે જે ટાટ હતો તેમાં લાડુ ગોઠવેલા તે ઝેરના હતા, એમ કરવાનો સંકેત તેણીના માત પિતાનો પ્રથમથી થએલો હતો અને દાસીએ તે પ્રમાણે પોતાની ફરજ અદા કરી હતી.

**વાસંતીએ**—આવેલા જજમાનના ટાટમાં ઝેરના લાડુ દીઠા હતા. પણ માતપિતાના ભયને લીધે તે બદલવાને શકતીવાન થઇ નહોતી. અથવા તે બદલીને તેને બચાવવાનું સાધન કરે તો તેની માથે

પોતાના બચાવનો માર્ગ તેણીએ ખોળવાની સવડ કરવી પડે તેવી હતી, પણ તેમ થવાને ઘણું કઠણ હતું માટે તો ચુપ થઇ ગઈ. મનમાં ઘણું મુઝાઈ, અફસોસ થઈ અને પોતાનું ભાગ્યહીન છે, એમ સમજી શુદ્ધ અંતઃકરણથી ઇશ્વિર પાર્વતી પ્રત્યે પ્રાર્થના કરવા લાગી કે હે ઇશ્વર ! જો તું મને સુખ આપવા ધારે તો હરકોઈ પ્રકારે મારો છુટકારો કરાવીને આ રાજકુંવરને મેળવ, એવી આશાના તરંગમાં ફસાયલી છતાં પણ પોતાનો મનોર્થ પૂર્ણ કરવાને વાસંતી અશક્ત હતી. બન્ને ટાટ આવ્યાં એટલે દાસીએ પૃથુસિંહ આગળ સંકેતિક ટાટ ગોઠવ્યો, અને બીજો ટાટ કે જેમાં કંઈ પણ શંકા નથી તે ટાટ વાસંતી આગળ મૂક્યો.

રાજ્યદ્વારી રજપુત રિવાજ પ્રમાણે શરાબનો ચાંદીનો કળશ અને તેની સાથેના ચાંદીના નાના નાના નાજુક ઘટાદાર પાત્ર ગોઠવેલા હતા. થાળમાં ઉષ્ણ ભજીયાં તિખાંતમતમાં મિષ્ટ મધુર કષાય વગેરે સ્વાદીષ્ટ વસ્તુઓ ગોઠવેલાં હતાં.

પ્રથુએ મદ્ય કળશ હાથમાં લઈ નહાનું પાત્ર ભરીને વાસંતીને આપવા માંડ્યું.

**વાસંતી**—માફ કરો, હજુર સાહેબ ! માફ કરો, મારી જીંદગીમાં ઉન્મત્ત કરનાર મદ્યનું મ્હેં કદી પણ સેવન કર્યું નથી.

**પ્રથુસિંહ**—એમ કદી બને નહી, જો કે તમે અત્યાર સુધી તેનું સેવન કર્યું નહી હોય પણ જ્યારે હું મળ્યો તો તમારે મારા હાથથી લેવાને પ્રાયશ્ચિત નથી. કેમકે હું આ પાત્ર હાથમાં લઈને પ્રતિજ્ઞા કરૂં છું કે હું તમારી સાથે વિવિધ પૂર્વક લગ્ન કરીશ. જો કે મારા પીતાની ઇચ્છા હોય કિંવા ન હોય તો પણ.

**વાસંતી**—હજુર ! ઘણીજ બેઅદબી થાય છે; માટે ને આપને

જ્યારે મારા પ્રત્યે પ્રેમ છે તો હું કિંચિત લઇશ, એમ કહીને પ્રથુના હાથમાંથી પાત્ર લઈને તેમાંથી કિંચિત લઈને હેઠળ મૂકયું.

પ્રથુએ તેમાંથી પોતાને જોઇએ તેટલો મદ્ય લઈને, પછી પોતાના ટાટમાંથી લાડુ ભાગીને તેમાંનો ગ્રાસ હાથમાં લઈ વાસંતીને પોતે ખવરાવવા ગયો એટલે વાસંતીએ આડો હાથ ધર્યો.

**પ્રથુસિંહ**—એમ કેમ ! મારો અને તમારો જન્મ થતાં પહેલાં તમારા માતપીતાએ કરેલા સંકલ્પ પ્રમાણે ધણીધણીયાણીનો સંબંધ છે, માત્ર વિધિપૂર્વક લગ્ન કરવાનું રહ્યું છે તે તો જરૂર હું સત્ય રીતે કરીશ. છતાં તમે મારા હાથનો ગ્રાસ કેમ લેતાં નથી.

**વાસંતી**—લગ્ન થયા વિના આપના હાથનો સ્પર્શ મારા ઓષ્ટ પ્રદેશ ઉપર નહિ થવા દઉં.

**પ્રથુસિંહ**—આર્ય રજપુત એક વચન તેજ સત્ય છે; મારો હાથનો તમારા ઓષ્ટ પ્રદેશને ગ્રાસ આપતા જે સ્પર્શ થશે તેજ લગ્ન કરવાની સાબીતી અને સત્યતાનો પુરાવો સમજજો.

**વાસંતી**—[ મનમાં અરે ! દુર્ઘટ સમય આવ્યો. રજવાડી રીત અને હઠ પુરી પાડયા વિના પાર નહિ આવે માટે કંઈ બીજી યોજના કરવી પડશે. દાસી સન્મુખ ઉભી છે એટલે મારો સંકેત સમજી જશે. એમ ત્વરાથી વિચાર કરી દાસી તરફ દ્રષ્ટિ કરીને ] અરે દાસી.

**દાશી**—જી હાં, હાજર છું. શું ફરમાવો છો..

**વાસંતી**—( પૃથુરાજની થાળી તરફ લાંબો હાથ કરીને ) અરે તેહેં કેટલી બધી ભુલ કરી ! આ થાળમાં ગોળના લાડુ શા માટે મુકયા ! આ લાડુ નોકર વર્ગને માટે કરેલા છે—ઉઠાવી લે ! અને સાકરના લાડુ લાવ્ય, જરાક ભાન રાખ્ય, આમ છેક શું અંજાઈ ગઈ છે. હજુર સાહેબને જોવા હોય તો નીરાંતે જોજેને ! તને કોણ ના પાડે છે.

દાશી તુરત તે થાળમાંથી લાડુ ઉપાડી લે છે અને બીજા લાડુ લાવીને મુકી દે છે તેમાંથી લાડુ ભાગીને પૂર્વવત્ પ્રમાણે પૃથુસિંહ **વાસંતી** આગળ ગ્રાસ તૈયાર કર્યો. વાસંતીએ પ્રેમપૂર્વક તે ગ્રાસ લીધો. પછી જમવાની શરૂઆત થઈ. જમી રહ્યા બાદ હવે શું કરવું ! તેને માટે વાસંતીએ પ્રાર્થના કરી કે હજુર સાહેબ ! આપનો વિચાર હોય તો બે કલાક સોગટાં બાજી ખેલીએ, પ્રથુએ તે વાતની હા પાડી. સોગટાં બાજીની રમત શરૂ થવા લાગી; પરસ્પર હારજીત થવા લાગી. આ વખતે ફક્ત એકજ દાસી હાજર હતી તે જોડેના બીજા ઓરડાઈમાં સુઈ રહી હતી, સુમારે બાર ઉપર એક વાગ્યાનો સુમાર થવા આવ્યો, એટલે બાજીની રમત બંધ કરી, પછી વાસંતીએ હાથ જોડી વિનંતિ કરી કે હજુર ! હવે આ ઢોલીયો પાથરેલો છે તે ઉપર આપ નિંદ્રાવશ થાઓ. હું હવે આ જોડેનો ઓરડો છે તે ઓરડામાં નિંદ્રા લઇશ.

**પ્રથુસિંહ**—હે પરમ સુંદરી, તમને મારી આગળથી ખસેડવા ઇચ્છતો નથી પણ જ્યારે તમે એમજ કહોછો તો તેમ કરવું પડશે. એમ વાત કરતાં કરતાં પોતાને માથે મુકવાનો જે પાઘ હતો તેના પેચમાં કાગળ ઘાલી મુકેલો તે દ્રષ્ટિએ પડયો એટલે તુરત હાથમાં લઈ દીવાના અજવાળા આગળ હપ વેલો થઇને વાંચવા લાગ્યો.

**વાસંતી**—હજુર સાહેબ ! આપે શી મતલબનો આ પત્ર કાઢયો છે !

**પ્રથુસિંહ**—અહા હા ? એ કાગળાઆએ અથવા તેમાં જે ગાહો લખ્યો છે તે ગાહાએ જે જે મને મદદ આપી છે તે વીષે હું કહી શકતો નથી.

**વાસંતી**—એમ કે ! તેમાં શું લખ્યું છે. **પૃથુસિંહ**—સાંભળો

એકલડા માં જાસો કંથ, સેજ સંભાળી સુજો કંથ
જાગતા નર ગંજે નહિ કોય, કાળ મારે સો કીમીયો હોય.

**વાસંતી**—આ ચાર ચરણ બનાવનાર કવી કોઈ ચતુર હોવો જોઇએ.

**પૃથુસિંહ**—પહેલા ચરણનો તો મને અનુભવ બરાબર મળ્યો છે, અને બીજા ચરણમાં લખે છે કે સેજ **સંભાળી** સુજો કંથ, એટલે હે કંથ પથારો સંભાળીને સુઈ રહેજો. અર્થાત્ ઘણા દીવસ સુધી પાથરેલી પથારી ફેરવીને સાફ ન કરે તો તે નીચે અનેક પ્રકારના જીવજંતુ ભરાઈ રહે માટે તે વિષે આ બીજું ચરણ કહી આપે છે.

**વાસંતી**—બરાબર છે. આ બીજું ચરણ જે છે તે કોને માટે છે! કે જે આળસુ હોય, પ્રમાદી હોય, કાળજી વીનાનો હોય, એવા લોકને માટે છે—હવે આપ અમારે ઘેર આવ્યા છો અને અમે આપને જીવન તુલ્ય સમજીએ છીએ છતાં અમારા જેવાએ જે કામ ખાત્રીથી કરેલું હોય તે કામમાં પણ પથારી સંભળાવાની જરૂર પડતીનથી.

**પૃથુસિંહ**—હા વાત તો ખરી છે. એમ કહીને તુરત ઉભો થયો એટલે બાજુ પર વાસંતી ઉભી રહી છે, એટલામાં પ્રથુએ પલંગ આગળ જઈને તેના ઉપર બિછાવેલી તળાઈ ઉપર તલવારની મુઠ જોરથી દાબી એટલે તુરત કાચા તાંતણા તુટીને ગોદડા તળાઈ વીગેરે ભયંકર ઉડાણ કુવામાં તુટી પડયાં. જ્યાં આમ થયું એટલે પૃથુની આંખ ફાટી. દગો દગો એટલો શબ્દ ધીમેથી બોલતાની સાથે વાસંતી તે વખત નાસવા માંડતી હતી. તેને એકદમ ફલંગથી પકડી તેના કેશ ઝાલ્યા મ્યાનમાંથી તલવાર ખુલ્લી કરીને તેને ભય આપ્યો.

# ડાયનેમોની વ્યવસ્થા.

## MANAGEMENT OF DYNAMO.

આમાં ડાયનેમાની માહેતી ઘણી સારી આપવામા આવી છે. જેમાં વિદ્યુત લોહચૂમ્બક, કાર્ય બળ અને શક્તિ, સરકીટ, ડાયનેમા, તેમાં વિભાગ, પસંદગી, તે ગોઠવવાની રીત, તેને ચલાવવાનાં સાધનો. ડાયનેમાનું જોડાણ અને સ્વીચબોર્ડ. એકયુમ્યુલેટરમાં વિદ્યુત ભરવાની રીત વિદ્યુત દિવા અને તેમનું જોડાણ, ડાયનેમોને ચાલુ કરવાની રીત. બે કે વધારે ડાયનેમોને સાથે જોડવાની રીત, ડાયમોને બન્ધ કરવાની રીત, ડાયનેમોમાં નડતી મુશ્કેલીઓ વિગેરે અગત્યની બાબતો છે. વિજળીનું કામ કરનારા કારીગરોને ખાસ ઉપયોગી છે. કીં. રૂ. ૨॥ પો. ૪ આના જુદા.

વિજળીને ઉપયોગી પુસ્તક.

# વિદ્યુત અને વિદ્યુત ઉત્પત્તિ

આમાં વિજળી સંબંધી બાબતો પ્રારંભથીજ સમજાવી છે. આના સાત પ્રકરણો છે તેમા વિદ્યુતરોધક, અવાહક, સાધારણ વાહક, યાંત્રિકવિદ્યુત, વિજળીનો દબાણ, એમ્પીયર, વ્હોલ્ટ, હોર્સપાવર વિદ્યુત-ઘટ, બ્યાટરી, સેરીઝ, પ્યારેલલ, ચટની સર્વ સાધારણ માહીતી ડી. સી. કરન્ટ, એ. સી. કરન્ટ, શન્ટ, જનરેટર, આર્મેચર અને તે સંબંધીની માહેતી વિગેરે માહિતિથી ભરપુર છે. વિશેષ સમજણ માટે ૭૨ ચિત્રની આકૃતીયો આપી છે. રૂ. કીં. ૨॥ પોસ્ટેજ ૪ આના.

મળવાનું ઠેકાણું-**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે-બુકસેલર,**

ત્રણ દરવાજા-**અમદાવાદ.**

